કળવણીખાતાએ ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

# સદ્ગુણી બાળકો.

બાળકોની ઉમદા વર્તણુકના ખરા
બનેલા ૮૧ દાખલાઓ.

ચોથી આવૃત્તિ -પ્રત ૪૩૦૦—કુલ પ્રત ૧૦૯૦૦.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
મુંબઈ—૨ અને અમદાવાદ.

મૂલ્ય ચાર આના.

# સદ્‌ગુણી બાળકો.

સ્વ. નારાયણ હેમચંદ્રનાં પુસ્તકોમાંથી બાળકોની ઉમદા વર્તણુકના ખરા બનેલા ૮૧ દાખલાઓનો સંગ્રહ.

આવૃત્તિ ચોથી. સંવત ૧૯૭૫.

પ્રત ૪૩૦૦, કુલ પ્રત ૧૦૯૦૦.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને માટે,

પ્રસિદ્ધ કરનાર

ભિક્ષુ અખંડાનંદ—કાલબાદેવી, મુંબઈ.

મૂલ્ય ચાર આના.

# પ્રકાશકનું નિવેદન.



સ્વ. સાક્ષર નારાયણ હેમચંદ્ર, સેંકડો નાનાં મોટાં પુસ્તકોનાં ભાષાંતર કરીને તથા પ્રસિદ્ધ કરીને ગુજરાતી વાંચકવર્ગની બહોળી સેવા બજાવી ગયા છે. એમનાં " સદ્વર્તનશાળી બાળકો " " છોકરાંનાં સારાં કામ " અને " બાળબોધક વાર્તાઓ " એ ત્રણ નાનાં પુસ્તકોમાં બાળકોની ઉમદા વર્તણુકના ખરા બનેલા અનેક અસરકારક દાખલાઓ આપેલા હોઇને બાળકો માટે તેનું વાંચન યા શ્રવણ ખાસ બોધપ્રદ થઈ પડે તેમ હોવાથી, ભાષા વગેરેમાં બનતો સુધારો કરીને એ પુસ્તકોમાંના ઘણાખરા દાખલાઓના સંગ્રહરૂપ આ પુસ્તક " સદ્ગુણી બાળકો " એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ પુસ્તક કેટલું લોકપ્રિય થઇ પડયું છે તે એટલા ઉપરથી સમજાશે કે તેની પહેલી આવૃત્તિ સંવત્ ૧૯૬૫ માં, બીજી ૧૯૬૭ માં અને ત્રીજી ૧૯૭૧ માં નીકળેલી હોઇને આ તેની ચોથી આવૃત્તિ છે. સરકારી કેળવણી ખાતાએ આ પુસ્તક ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કરેલું છે.

કાગળો વગેરેની અત્યંત મોંઘવારીને લીધે આ આવૃત્તિમાં કાગળો સહેજ પાતળા વાપરવા છતાં તેમજ પુઠું કાગળનું કરાવવા છતાં પણ કિંમતમાં ખાસ વધારો કરવો પડે તેમ હતું; પરંતુ બાળ સાહિત્યના પ્રચાર તરફ ખાસ ઉત્સાહ ધરાવનાર શેઠ જીવનલાલ મોતીચંદ ( કલકત્તા ) તરફથી અઢીસો રૂા. ની મદદ મળવાથી આગલી આવૃત્તિના જેટલીજ કિંમત રાખી શકાઇ છે. આ ઉદારતા બદલ ઉકત સદ્ગૃહસ્થનો અત્રે સપ્રેમ આભાર માનવામાં આવે છે.

આ પુસ્તક-સિવાય બીજાં પણ ખાસ બાળોપયોગી બે પુસ્તકો આ સંસ્થા તરફથી બહાર પડી લોકપ્રિય થઇ ચુકયાં છે.

એમાંનું "બાળકોની વાતો" એ પુસ્તક ગુજરાતના લોકપ્રિય લેખક વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયારની સરલ કલમથી લખાયલું હોઇ તેની ચોથી આવૃત્તિ નિકળનાર છે. બીજું પુસ્તક "બાળ સદ્બોધ" છે, અને તે શ્રીયુત્ ગોપાળજી ઉદ્ધવજી જેવા સંસ્કારી સજ્જનને હાથે લખાયલું હોઇ તેની ત્રીજી આવૃત્તિ છપાનાર છે.

આ "સદ્ગુણી બાળકો"ના પુસ્તકમાં જે સુજ્ઞજનોને કાંઇ સુધારવા કરવા જેવું લાગે, તેઓ તે મુજબ તૈયાર કરી મોકલવા કૃપા કરશે તો નવી આવૃત્તિ પ્રસંગે તેનો બનતો ઉપયોગ કરાશેજ.

સ્વ. નારાયણ હેમચંદ્રનાં તમામ પુસ્તકો આવી રીતે સસ્તી કિંમતે બહાર પાડવાની પરવાનગી રા. વનમાળી વિઠ્ઠલ હેમચંદ્ર તરફથી નિષ્કામતાપૂર્વક આપવામાં આવી છે, તે બદલ આ સ્થળે તેમનો પણ આભાર માનવો જોઇએ.

સ્વ. નારાયણ હેમચંદ્રે "છોકરાંનાં સારાં કામ" નામના પુસ્તકમાં નીચલી ઉપયોગી સૂચના લખી છે, તે તરફ દરેક વાંચનાર બાળ બંધુનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

"પ્રિય બાળકો ! આ ચોપડી તમારા માટે લખવામાં આવી છે. પરોપકાર કરતાં કેટલાંક છોકરાંએ કેટલું બધું દુઃખ વેઠયું છે; પોતાના માબાપ તથા ભાઇબ્હેનના તરફ પ્રેમ દેખાડતાં કેટલી બધી વિપત્તિ ભોગવી છે; તેમજ સત્યને માટે તથા પ્રમાણિકપણાને માટે ઘણાંક છોકરાંએ કેવી સારી ચાલ ચલાવી છે; તેના ખરા બનેલા દાખલા આ ચોપડીમાં તમે વાંચશો; અને તે પ્રમાણે જો તમે ચાલવાનો યત્ન કરશો તો કોઇ વેળાએ તમે પણ તેમના જેવા પ્રખ્યાત થશો તેમાં સંદેહ નથી; એથી ઇશ્વર અને લોકો પણ ખુશી થશે" લંડન, બ્રિટિશ મ્યુઝીયમ, તા. ૧-૧૨-૦૩

વૈશાખ,
વિ. સં. ૧૯૭૫

ભિક્ષુ અખંડાનંદ.

# અનુક્રમણિકા.

# સદ્‌ગુણી બાળકો.

## (૧) ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખનાર

### ભક્તરાજ પ્રહ્‌લાદ.

આગલા વખતમાં આપણા દેશમાં એક રાજા હતો તેનું નામ હિરણ્યકશ્યપ હતું. તે બહુ જોરાવર હતો, તેણે પોતાના બળથી ઘણાં રાજ્યો મેળવ્યાં હતાં, અને મોટાં મોટાં કામો કર્યાં હતાં. તેને પોતાના બળનું બહુજ અભિમાન હતું અને બધું મ્હારા બળથીજ થાય છે તથા ઈશ્વર જેવું કશું છેજ નહિ એવા નાસ્તિક વિચારનો તે હતો. જે ઈશ્વરને માને નહિ તેને નાસ્તિક કહે છે. તે રાજાને એક છોકરો હતો; તે છોકરાનું નામ પ્રહ્‌લાદ હતું. તેને નાનપણમાં એક હોંશિયાર મહેતાજીની પાસે શીખવા મૂક્યો હતો. મહેતાજી તેને કક્કો શીખવવા લાગ્યા. પ્રહ્‌લાદમાં સ્વાભાવિક ધર્મભાવ હતો. તે મહેતાજીની પાસે ભણવા લાગ્યો અને તેની સાથે ઈશ્વર ઉપર–ધર્મ ઉપર વધારે આસ્થા થવા લાગી. મહેતાજીને તે ધર્મ સંબંધી વાતો પૂછતો. મહેતાજી રાજાના મતને જાણતો હતો, તેથી તે કુંવરને પોતાનો પાઠ કરવાને કહેતો હતો; પણ પ્રહ્‌લાદ પોતાની રીતભાત છોડે એવો નહોતો. તે દરરોજ મહેતાજીને ઈશ્વર વિષે

પૂછતો હતો અને તેનો જવાબ મહેતાજીની તરફથી મળતો હતો, આથી ધીરે ધીરે પ્રહ્લાદને ઇશ્વર ઉપર બહુ વિશ્વાસ ઉત્પન્ન થયો.

એક દહાડો તેના પિતાએ પરીક્ષા લેવા માટે તેને પોતાની પાસે બોલાવ્યો અને જ્યારે પરીક્ષા લેવા માંડી ત્યારે પ્રહ્લાદે ઇશ્વરનો મહિમા વર્ણવ્યો તથા પરમેશ્વરની અગાધ દયાનું વર્ણન કર્યું. આથી રાજા ગુસ્સે થયો અને કહેવા લાગ્યો કે "જગતમાં બીજો કોઈ નથી, હું જ ઇશ્વર છું. ઇશ્વર મારા કરતાં બળવાન નથી માટે તું હવે ઇશ્વરનું નામ લેતો નહિ." આથી પ્રહ્લાદનો વિશ્વાસ ઉલટો પાકો થયો. તેણે પોતાના પિતાના વિરૂદ્ધમાં ઇશ્વરની કરૂણાનાં ઉદાહરણ બતાવ્યાં. રાજા આથી વધારે ગુસ્સે થયો અને તેણે તરત મહેતાજીને બોલાવીને કહ્યું કે: "જો હવેથી આ છોકરો પરમેશ્વરનું નામ દેશે તો તમનેજ સજા કરવામાં આવશે. તમે તેને હવે ધર્મ સંબંધી જ્ઞાન આપશો ના; પણ ઇશ્વર મારો વૈરી છે તેવો ઉપદેશ આપજો." થોડા દિવસ પછી ફરીથી રાજાએ પોતાના છોકરાને પરીક્ષા લેવા માટે બોલાવ્યો. આ વખત પ્રહ્લાદનો ઇશ્વર ઉપર અને ધર્મ ઉપર ઘણો મજબૂત વિશ્વાસ બેઠેલો હતો. બાપે પ્રહ્લાદની પરીક્ષા લેવા માંડી. છોકરાએ ઇશ્વરની દયા અને શક્તિ વગેરે કહી. આથી રાજા બહુ ગુસ્સે થયો અને ગુસ્સામાં કહ્યું કે "તું ઇશ્વરનું નામ ન લે. ઇશ્વર મારો વૈરી છે;" પણ પ્રહ્લાદ તો ઘણો વિશ્વાસુ હતો. તેણે કહ્યું કે

**"તેનીજ શક્તિથી તથા દયાથી હું જીવું છું અને તમે પણ જીવો છો માટે તેજ મહાન છે, માણુસ મહાન નથી. માણુસ તો તેનો ઉત્પન્ન કરેલો જીવ છે. માણુસ અશક્ત છે, ઈશ્વરજ સર્વ શક્તિમાન છે."** આવું સાંભળી રાજાને બહુજ રીસ ચડી અને તે બોલ્યો કે: "ઈશ્વરમાં સર્વ શક્તિયો નથી; પણ હું તો જેમ ધારૂં તેમ કરવા શક્તિમાન છું માટે હવે મારા આગળ તું ઈશ્વરનું નામ નહિ લે." તે છતાં પ્રહ્લાદે ઈશ્વરની તારીફ કરી, તેથી રાજા ઘણો ક્રોધાયમાન થયો. પછી તેણે કહ્યું કે: "ઈશ્વર જો કરૂણામય હોય તો હું તને આગમાં નાંખું છું ત્યાં તું જીવે છે કે નહિ?" પછી એક લોખંડનો થાંભલો બહુ ગરમ કરાવીને તેની સાથે છોકરાને બાંધ્યો. પ્રહ્લાદ ખુશીથી તેને ભેટયો. તે વેળાએ તેણે હરિનું નામ ગાયું. ઈશ્વરે તેને સહનશીલતા આપી તેથી આગ તેને કંઈ કરી શકી નહિ. તે જેવોને તેવો રહ્યો. આથી હિરણ્યકશ્યપને બહુ ગુસ્સો ઉત્પન્ન થયો. પછી તેને પહાડ ઉપરથી નીચે નાખીને મારી નાખવાની નોકરોને આજ્ઞા આપી. તેમાંથી પણ ઈશ્વરે તેનો બચાવ કર્યો. આવી રીતે ઘણી જાતનાં પ્રહ્લાદને તેના બાપે કષ્ટ આપ્યાં; પણ ઈશ્વર ઉપરના ત્હેના ખરા વિશ્વાસમાં ફરક પડયો નહિ. દુઃખને તે સુખ સમજવા લાગ્યો. **ખરા વિશ્વાસીઓ દુઃખને સુખ સમજી ઈશ્વર જે કરે છે તે સારા માટે કરે છે એવું માને છે.** પ્રહ્લાદે પણ તેમ માન્યું.

## (૨) એક છોકરીનો ઈશ્વર ઉપર વિશ્વાસ.

કોઈ શહેરમાં એક દેવળ હતું. તે દેવળથી થોડે છેટે એક માણસ પોતાના કુટુમ્બની સાથે રહેતો હતો. તેની એક નાની ઉમ્મરની દીકરી હતી. તે છોકરી કોણ જાણે દેવળના સુંદર દેખાવથી ખેંચાઇને હો કે ગમે તે કારણથી હો પણ દર રવિવારે ત્યાં જતી હતી અને પાદરી જે કંઈ ઉપદેશ આપતો હતો તે ધ્યાન દઇને સાંભળતી હતી. આવી રીતે ત્રણ ચાર વર્ષ થઈ ગયાં. તે છોકરી દેવળની શોભા જોઇને ત્યાં જતી નહોતી; પણ એક નવો ઉપજેલો પ્રેમ તેને ત્યાં લઈ જતો હતો. **પરમેશ્વરનું નામ જે માણસ એક વખત આતુરતાથી સ્મરે છે તે શું નિરાશ થાય છે?** છોકરીને ઈશ્વરના પ્રેમમાં નિમગ્ન થઇને આવી રીતે નિયમસર દેવળમાં જતી જોઈ તેનાં માબાપ તેના ઉપર બહુ ગુસ્સે થવા લાગ્યાં અને તેને ઘણું મારવા લાગ્યાં; પરંતુ તેઓનો તે જુલમ સઘળો નકામો ગયો. કેવો આશ્ચર્યકારક બનાવ! જેમ જેમ માબાપો તેના ઉપર વધુ જુલમ ગુજારવા લાગ્યાં તેમ તેમ ઉલટો તેનો વિશ્વાસ વધારે મજબૂત થવા લાગ્યો. તેના આત્માનું બળ વધી પડયું અને તે એક દિવસ પણ દેવળમાં જતી અટકી નહિ.

છોકરીને હજી પણ પોતાનું કહેવું નહિ ગણકારતી જોઇને એક દિવસ તેનો પિતા ગુસ્સાથી બોલ્યો; " મેં તને દેવળમાં જવાની વારંવાર મનાઈ કરી છે છતાં હવે પણ જો તું દેવળમાં જઈશ તો તને ઘરમાંથી હાંકી કાઢીશ અને

હું હંમેશને માટે તારો ત્યાગ કરીશ.” આવી ભયાનક વાત સાંભળીને પણ તે છોકરી કંઈ ડરી નહિ. શા માટે તે ડરે? ઈશ્વર પોતે જેનો મદદગાર છે તે શું આવા સામાન્ય ડરથી ડરી જાય? છોકરીએ કરુણામય પરમેશ્વરને પોતાના જીવનમાં મેળવ્યો હતો, તેથી જરાપણ ડર્યા વિના હિંમતની સાથે તેણે જવાબ આપ્યો: **“જ્યારે તમે મારો ત્યાગ કરશો ત્યારે જે પિતાનો પિતા અને માતાની માતા છે તે મને પોતાના શાંતિના ખોળામાં આશરો આપશે. તમારા સ્નેહથી હું બાતલ થઇશ ખરી; પરંતુ જે દયાનો સાગર છે ને જે પ્રેમનો ઝરો છે તેના સ્નેહનો કદી પણ હું ત્યાગ કરીશ નહિ”** કન્યાનાં આ વાક્યો તેના પિતાના અંતરમાં પ્રવેશ થયાં અને ઈશ્વરની કૃપાથી તે તેનો ખરો અર્થ સમજ્યો, તેથી કન્યાને કહેવા લાગ્યો: “બેટા! હવેથી હું તારા રૂડા કામમાં અટકાવ નાખીશ નહિ. સુખેથી તું નિયમસર દેવળમાં જઈને તારા આત્માનું કલ્યાણ કર.” કન્યાને કહીનેજ તે ચૂપ બેઠો નહિ; પણ ત્યારથી પોતે પણ કન્યાનો દાખલો લઈ કામ કરવા લાગ્યો અને તેથી તેનું સર્વ કુટુંબ ઘણું સુખી થઈ ગયું.

---

## (૩) ઈશ્વરનો પરમ ભક્ત ધ્રુવ.

ઉત્તાનપાદ રાજાને સુરૂચિ અને સુનીતિ નામની બે રાણીઓ હતી. સુરૂચિને પેટે ઉત્તમ નામનો એક કુંવર જન્મ્યો હતો અને સુનીતિને ધ્રુવ નામનો એક કુંવર થયો

હતો. રાજા સુરૂચિને ઘણો ચાહતો; પણ સુનીતિને મુદ્દલે ચાહતો નહોતો, એથી ઉત્તમને જેવાં લાડ લડાવતો હતો તેવાં લાડ ધ્રુવને લડાવતો નહોતો.

એક દિવસ રાજા ગાદી ઉપર બેઠો હતો એવામાં ધ્રુવ ત્યાં આવ્યો અને પિતાના ખોળમાં બેસવાનો તેણે વિચાર કર્યો. રાજાને પણ તે છોકરાને ખોળે બેસાડવાની ઘણી ઇચ્છા થઈ; પણ તે વેળાએ સુરૂચિ પાસે ઉભી હતી, જેથી તેમ કરી શક્યો નહિ.

ધ્રુવને ખોળા ઉપર બેસવાને આતુર થયેલા જોઇને સુરૂચિ ઘણીજ ગુસ્સે થઇને બોલી: "હે ધ્રુવ! શું જોઇને રાજાને ખોળે બેસવા ચાહે છે? તું મારો છોકરો નથી. તું સુનીતિનો છોકરોછે તે શું ભૂલી જાયછે? મારો છોકરોજ રાજાને ખોળે બેસશે; મારોજ છોકરો રાજગાદી મેળવશે અને મારો પુત્રજ ધન, હાથી, ઘોડા વગેરે બધું ઐશ્વર્ય ભોગવશે. સુનીતિ તો દાસી છે, તો દાસીનો છોકરો થઇને આવી મોટી ઇચ્છા શેનો કરે છે? જો તારે રાજગાદી ઉપર બેસવાની ઘણીજ ઇચ્છા હોય તો હમણાંજ જઇને મર અને મરીને મારે પેટે જન્મ લે, તોજ તારી ઇચ્છા પૂર્ણ થઇ શકશે, નહિતો અહીંથી ચાલ્યો જા."

ઓરમાન માનાં આવાં કઠણ વેણ સાંભળીને ધ્રુવના મનમાં ખોટું લાગ્યું. તે રોતો રોતો પોતાની માની પાસે ગયો. સુનીતિએ પુત્રને રોતો આવેલો જોઇને ગભરાઇને તેને ખોળે લીધો, અને આંસુ લોહી લૂછી દઇને વારંવાર

તે પૂછવા લાગી: " ધ્રુવ તને કોણે માર્યો ! શું થયું ? શા વાસ્તે રૂવે છે ? " આવી રીતે ઘણીવાર પૂછયું ત્યારે રાજાની સામે સુરૂચિએ જે કંઇ કડવાં વેણ ધ્રુવને કહ્યાં હતાં તે બધાં રોતાં રોતાં તેણે કહી બતાવ્યાં. તે સાંભળીને સુનીતિના દુઃખનો પાર રહ્યો નહિ. તેણે નિઃશ્વાસ નાંખી રોતાં રોતાં કહ્યું: " બેટા ધ્રુવ ! સુરૂચિએ જે કંઈ કહ્યું છે તે સઘળુ ખરૂં છે. તેણે આગલા ભવમાં પુણ્ય કર્યા હશે તેથીજ હમણાં રાજા તેને ચ્હાય છે. હું ઘણીજ દુર્ભાગી છું, આગલા ભવમાં મેં પાપ કર્યાં હશે તેથીજ રાજાની અણમાનીતી છું અને તું પણ ઘણોજ હતભાગ્ય છે કે મારે પેટે જન્મ લીધો. જો આગલા ભવમાં પુણ્ય કર્યાં હોત તો જરૂર રાજા આપણને ચાહત અને આપણે પણ સુરૂચિ અને ઉત્તમની પેઠે સઘળું સુખ ભોગવી શકત. ગમે તેમ હો, પણ હવે તેને માટે ખેદ કરવો નહિ જોઇએ. પરમેશ્વરે જેને જે કંઈ આપ્યું છે તેમાંજ ખુશ રહેવું જોઇએ; પરંતુ તેમ કરીને મુંગું બેસવું પણ ન જોઇએ. **જો સુખ ભોગવવાની ઇચ્છા હોય તો પાપકર્મમાં મન ન દેતાં સર્વદા સારાં કામો કરવાં જોઇએ અને કરૂણામય જગદીશ્વરની સેવા પૂજા અને પ્રાર્થનામાં લાગવું જોઇએ. જો પ્રભુ દયા કરે તો આ લોકમાં અને પરલોકમાં કંઇ પણ સુખની ખોટ રહે નહિ.** "

માનાં આવાં વાકય સાંભળીને ધ્રુવની ઇચ્છા પરમેશ્વરનું ભજન કરવાની થઇ; તેથી તે ઈશ્વરનું ભજન કરવા

વાસ્તે એકાંતમાં ગયો અને ત્યાં ભગવદ્ભજન કરવા લાગ્યો, જેથી છેવટે પ્રભુએ પ્રસન્ન થઇને તેને અવિચળ રાજ્ય આપ્યું.

## (૪) ધર્મશીલ છોકરો.

એક નાસ્તિકનો એટલે ઇશ્વરને નહિ માનનારનો છોકરો રવિવારની ધાર્મિક નિશાળમાં દર રવિવારે જતો હતો. ત્યાં મહેતાજી છોકરાને પ્રાર્થના કરવાની જરૂર વગેરે વિષયો ઉપર ઘણો સારો ઉપદેશ આપતા હતા. જ્યારે મહેતાજી આ શીખામણ આપતા હતા ત્યારે એ નાસ્તિકનો છોકરો ધ્યાન લગાડીને ઉપલા બધા ઉપદેશો સાંભળતો હતો. એક દહાડો સવારે નિશાળમાં જવાની વખતે તેની મા ઘરમાં છોકરાને નહિ દીઠાથી તેની શોધ કરવા લાગી. છોકરો થોડી વારમાં માની પાસે આવ્યો. માએ પૂછયું: “ તું આટલી વાર સુધી ક્યાં ગયો હતો ? ” છોકરાએ કહ્યું: “ મા, હું એકાન્તમાં ઇશ્વરની ભક્તિ કરતો હતો.” ત્યાર પછી તેણે પોતાની માને પૂછયું: “ મા ! મારા બાપ શું બંદગી કરે છે ? ” માએ પોતાની દીકરાની વાત તેના પિતાને કહી. તે કોઇ વેળાએ પણ પ્રાર્થના કરતો નહોતો, તેથી પોતાનાં છોકરાની આ વાત સાંભળીને તે ઘણો શરમાયો. ઉપલી વાત તેના અંતઃકરણમાં એવી તો લાગી કે ત્યારથી તેણે પોતાના જીવનમાં પ્રાર્થનાની જરૂર જાણી અને તે પ્રાણદાતા પરમેશ્વરની શોધમાં લાગીને આત્મા અને મનને સુખી કરવા લાગ્યો.

## (૫) ભક્તિમાન બાળક.

ડન્ટન નામની જગા ઉપર રેવરંડ. ટી. દીવર નામનો એક પાદરી રહેતો હતો. તેની ઉમ્મર જ્યારે આઠ વર્ષની હતી ત્યારે તેના હૃદયમાં ધર્મભાવનાનો આવિર્ભાવ થયો હતો અને એકાંત જગામાં ઉપાસના નહિ કર્યાથી તેને ઘણું કષ્ટ થતું હતું. એક દહાડો કંઈ કામને માટે તેના ઘરમાં કેટલાક પરોણા આવીને ઉતર્યા હતા, તેથી તેને બંદગી કરવા લાયકની જગા મળી નહિ; પરંતુ ઉપાસના વિના તે રહી શકયો નહિ. આ આપદાથી આખરે તે ઉન ભરી રાખવાની કોટડી હતી તેમાં જઇને ઉપાસના કરવા લાગ્યો. અંધારી ઓરડીમાં ગયાથી તે પહેલાં થોડોક ડરવા લાગ્યો; પરંતુ જલદીથી ઉપાસનાના આનંદથી બધું વિસરી ગયો. તેની બાલ્યાવસ્થામાં એક દહાડો તેના પિતાનો એક મિત્ર તેને ઘેર ઉતર્યો હતો. તે માણસ રાતે સૂતા પછી બાળક આવીને તેનો દરવાજો ઠોકવા લાગ્યો, તેથી પેલા માણસે પૂછ્યું: “ કોણ છે ? ” દીવરે નમ્રભાવથી જવાબ દીધો કે: “ મને સૂવાના ઓરડાની પાસે બીજો એક એકાંત ઓરડો છે ત્યાં ઉપાસનાને માટે જવાની ઇચ્છા થઇ છે. ” આ વાત સાંભળીને પરોણાને શુદ્ધિ આવી. તેણે મનમાંને મનમાં વિચાર કર્યો કે, “ આ છોકરો કેવો ઉપાસનાને માટે એકાંત જગાની શોધમાં છે ! ” તેના વિચારનો પ્રવાહ પણ તે તરફ ફર્યો અને થોડી મુદતમાં તેના જીવનની ગતિ ફેરવાઇ ગઇ.

## (૬) પ્રાર્થનાશીલ બાળક.

બે છોકરાઓ પોતાની દાઈની સાથે સમુદ્રમાં ન્હાવા જતા હતા, રસ્તામાં એક છોકરો એકદમ જમીન ઉપર બેસી ગયો અને દાઈને કહેવા લાગ્યો: "હું પ્રાર્થના કરવી ભૂલી ગયો છું." તે રસ્તેથી એક સ્ત્રી જતી હતી, તે આ બનાવ જોઈને પોતાના આચરણ વિષે વિચાર કરીને ઘણો પશ્ચાતાપ કરવા લાગી અને મનમાં વિચાર કરવા લાગી કે, "આ બાળકની ચાલ મને ધિક્કાર આપે છે! મેં તો કોઈ દિવસે મારા જીવનમાં કદી પણ ઈશ્વરની આગળ પ્રાર્થના કરી નથી." ઈશ્વરની ઈચ્છાથી એક નાના બાળકના વ્યવહારથી તેની મોહ-નિદ્રા ભાગી. જ્યાંસુધી તેઓ ન્હાયા અને પ્રાર્થના કરી રહ્યા ત્યાંસુધી તે તેઓની પાસેથી ગઈ નહિ. ઘેર જઈને પોતે પણ પ્રાર્થના કરવા લાગી. આ બનાવથી તેના જીવનમાં એક કાયમનો ફેરફાર થયો.



## (૭) પિતાની કઠણ પ્રતિજ્ઞા પાળનાર શ્રી રામચંદ્ર.

મહારાજ દશરથને ત્રણ રાણિયો હતી અને તેમને ચાર કુંવરો હતા. તેમાં રામચંદ્ર સર્વથી મોટા હતા. તેમનું ચરિત્ર ઘણુંજ પવિત્ર હતું, તે કોઈને ધિક્કારતા નહોતા, કોઈની નિંદા કરતા નહોતા, અને સર્વને સરખી નજરે જોતા હતા. પિતા માતાના ઉપર તેમનો પ્રેમ ઘણો હતો. તે બધાની સાથે આનંદથી વાત કરતા અને સૌ તેમની વાત સાંભળીને ખુશી

થતા હતા. કોઈ વેળાએ પણ તેમના મુખમાંથી કડવાં વચન નીકળતાં નહોતાં. કોઈના થોડા ઉપકારને પણ તે વિસરતા નહોતા તથા ખરાબ કરનારનું પણ ખરાબ નહિ કરતાં ઉલટું તેનું સારૂં કરવાનો યત્ન કરતા હતા અને તેને શિખામણ દઈને સારે માર્ગે ચઢાવતા હતા. તે ઘણા સુશીલ અને શાંત હતા. સર્વદા વૃદ્ધ પંડિતોની શિખામણ સાંભળતા અને કદી પણ તેમની શિખામણથી ઉલટા ચાલતા નહોતા. ગરીબ માણસનાં દુઃખ દૂર કરવાને તે ઘણી મહેનત કરતા. જે માણસો તેમનો આશ્રય લેતા તેમની તે સર્વદા સંભાળ રાખતા હતા. તે અહંકારી નહોતા, આળસુ નહોતા, જુઠું બોલતા નહોતા તથા પારકાની વસ્તુની લાલચ રાખતા નહોતા. જેઓ ઉમ્મરે મોટા હતા તેઓને માન આપતા અને કોઈ વિષયમાં પોતાનો દોષ જોતા તો તે દોષ દૂર કરવાનો યત્ન કરતા હતા.

આવી રીતે રામચંદ્ર ગુણવાન હોવાથી વૃદ્ધ રાજા દશરથે ધાર્યું કે: "હવે હું ઘરડો થયો છું, તેથી રાજપાટ રામચંદ્રને સોંપીને એકાંતમાં ઈશ્વરનું ભજન પૂજન કરીશ." આવો મનમાં વિચાર કરીને પછી તે વાત પ્રધાનોને તથા શહેરના લોકોને કહી. તે સાંભળીને સર્વે ઘણા ખુશી થયા અને રાજ્યાભિષેક કરવાનો દિવસ મુકરર કર્યો.

જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો તે દિવસે રામચંદ્ર ઘરમાં જઈને જુએ છે તો દશરથ રાજા જમીન ઉપર બેભાન જેવા પડેલા છે, તેમના આખા શરીર ઉપર ધૂળ

વળગેલી છે, આંખો લાલચોળ થઈ ગઈ છે, શરીર ઉપરનાં ઘરેણાં જ્યાં ત્યાં પડેલાં છે અને તે ગાંડાની પેઠે કેવળ "રામ! રામ!" બોલ્યા કરે છે! કોઈ પણ નોકર તેમની પાસે નથી; ફક્ત રામચંદ્રની ઓરમાન મા કૈકેયી ખુશી થતી સામે બેઠી છે. રામચંદ્ર આ સર્વ જોઈને ઘણા ગભરાયા. મોં લેવાઈ ગયું અને શા વાસ્તે પિતા આવા શોકાતુર થયા છે તે જાણવા માટે કૈકેયીને પૂછ્યું: "માજી! મારા પિતાજીની આવી દશા શાથી થઈ છે તે આપ જલદી મને કહો. જગતમાં એવો કોઈ માણસ નથી કે એમનું કોઈ પણ રીતે અપમાન કરે, તો પછી તેઓ શા દુઃખથી દુઃખિત થઈને આવા શોકાતુર થયા છે? માજી! આપ કંઈ જાણો છો? શું મેં કંઈ અપરાધ કર્યો છે? આપે તો કાંઈ કડવાં વેણ કહ્યાં નથી ને? હાય! એમને ક્રોધ ચઢેલો હોય તે વેળાએ હું પાસે આવું તો તેમનો બધો ક્રોધ શમી જાય છે, તે પિતાજી આજ મને જોઈને શા વાસ્તે આવા લાંબા નિશાસા નાખે છે? માજી! મારા પ્રાણસમ ભાઈ ભરત અને શત્રુઘ્ન ઘણા દિવસથી મામાને ઘેર છે તેઓ ત્યાં ખુશીમાં છે કે? મહારાજાને આવા શોકાતુર પડેલા જુઓ છો તે છતાં માજી, આપ આમ નિરાંતે કેમ બેઠાં છો?"

કુટિલમતિ કૈકેયીએ રામચંદ્રની આ વાત સાંભળીને કહ્યું: "રામ! તારા પિતાનું કોઈએ અપમાન કર્યું નથી, અને એમને કંઈ દુઃખ પણ પડ્યું નથી. મનના કંઈક વિચારથી તેઓ એમ કરે છે અને શરમને લીધે તારી આગળ

તે કહી શકતા નથી. તું જો એવી પ્રતિજ્ઞા કરે કે એમનું વચન પાળવામાં કોઇ રીતે વિરૂદ્ધ થઇશ નહિ તો આ ભેદની વાત હું તને કહું; નહિ તો તે કહેવાની કંઈ જરૂર જોતી નથી."

કૈકેયીનું કહેવું સાંભળી સરળ હૃદયના રામચંદ્રે જવાબ આપ્યો: "માજી! આપ શી વાત કહો છો? **પિતાજી મને હુકમ આપે તો હું ઝેર પી શકું છું, આગમાં બળી શકું છું, પર્વત ઉપરથી પડી શકું છું, સમુદ્રમાં કૂદકો મારી શકું છું અને રાજપાટ, સીતા વગેરે જે કંઇ કહે તે તમામ છોડી શકું છું. હું એમનો પુત્ર છું; શિષ્ય છું અને ચાકર છું,** મારી પાસે મનનો વિચાર કહેવામાં વળી શરમ શી? ગમે તેમ હો, હમણાં મારી ખાતરી થાય છે કે મારે માટે પિતાજીને આટલું દુઃખ સહન કરવું પડે છે, એટલા માટે જે કંઈ કરવું જોઇએ તે હું તરત કરવા તૈયાર છું. આપ જાણો છો કે હું કદિ પણ ખોટું બોલતો નથી. પિતાજીનો હુકમ તો શું પણ આપનો હુકમ પણ હું તોડતો નથી. એટલા માટે કહો–કહો–હવે મારાથી વાટ જોઈ શકાતી નથી! પિતાજીની આવી દશા જોઇને મારી છાતી ચિરાઈ જાય છે."

આ સાંભળીને કૈકેયીએ જવાબ દીધો: "બેટા રામ! અગાઉ તારા પિતા એક દૈત્યની જોડે લડાઇ કરીને ઘણા જખમી થયા હતા. મેં તે વેળાએ તેમની ચાકરી કરી હતી, તેથી ખુશી થઇને એ વરદાન માગવાનું તેમણે મને કહ્યું હતું,

પણ તે વેળાએ તે વરદાન મેં માગ્યાં નહોતાં અને કહ્યું હતું કે જ્યારે મારે જરૂર પડશે ત્યારે માગી લઇશ. હમણાં એમણે તને રાજપાટ આપવાનું નક્કી કર્યું છે, તેથી તે બે વરદાન એમની પાસે મેં માગ્યાં છે. તારી ઇચ્છા છે તો હવે સાંભળ. એક માગણી એ કે મારો ભરત રાજગાદીએ બેસે અને બીજું એ કે તને વનવાસ કાઢે, આ બે માગણી છે. જો તું ખરેખરો સત્યવાદી તથા ટેકીલો હોય અને બાપની આજ્ઞા પાળતો હોય તો રાજપાટ છોડીને વનનાં વસ્ત્ર અને જટા ધારણ કરીને ચૌદ વર્ષ સુધી જંગલમાં રહે અને મારો ભરત રાજ્ય ચલાવે."

ઓરમાન માની આવી દયા વગરની વાત સાંભળ્યા છતાં રામચંદ્ર કંઇ પણ દુઃખિત થયા નહિ. ઉલટા હસ્તે ચેહરે તે કહેવા લાગ્યા: "આને માટેજ પિતાજીને આવા શોકાતુર કર્યા છે કે ? ઓહો ! હું મોટો ભાગ્યશાળી કે **મારા વનમાં જવાથી પિતાજી પોતે આપેલા વચનના બંધનથી છૂટશે. હવે હું વાર લગાડીશ નહિ. માના હાથમાં સીતાને સોંપીને અને લક્ષ્મણની પાસેથી રજા લઇને જરૂરાજરૂર આજેજ હું વનમાં જઇશ.** આપ પિતાજીને શાંત કરો." આમ કહીને રામચંદ્ર દશરથ અને કૈકેયીને પ્રણામ કરીને તેઓના ઘરમાંથી બહાર નીકળ્યા.

## (૮) માબાપની સેવા ઉઠાવનાર શ્રવણ.

અયોધ્યામાં દશરથ રાજાના રાજ્યમાં એક જંગલમાં એક મુનિ પોતાની સ્ત્રી અને છોકરાને લઈને રહેતા હતા. મુનિ અને તેની સ્ત્રી વૃદ્ધ થયાથી આંખે જોઇ શકતાં નહોતાં, તેથી તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે પોતાની મેળે જઇ શકતાં નહિ અને પોતાની ઝુંપડીમાંજ બેસી રહીને તપશ્ચર્યા કરતાં હતાં. તેમનો છોકરો શ્રવણ સર્વદા પોતાના વૃદ્ધ અને આંધળાં માબાપની સેવા કરતો હતો. ઝાડ ઉપરથી ફળ લાવીને તેઓને ખવરાવતો અને નદીમાંથી પાણી લાવીને તેમને પાતો. કોઈ વેળા પણ તેમનું વચન ઉથાપતો નહોતો, અને કડવાં વેણ કહીને તેમને દુઃખ દેતો ન હતો. રાત દિવસ ઘણું દુઃખ વેઠીને પણ તેમનું ભરણપોષણ અને સેવાચાકરી કરતો હતો.

એક સમયે અંધારી રાત્રે શ્રવણ વૃદ્ધ માબાપને સારૂ પાણી લેવા નદી તરફ ગયો. તે વેળાએ રાજા દશરથ પણ તે નદીની પાસે ગયા હતા. રાજાની ઇચ્છા એવી હતી કે: "અંધારી રાતે હાથી વાઘ વગેરે જે નદીમાં પાણી પીવા આવશે તેનો શબ્દ સાંભળી તેના ઉપર બાણ ફેંકીને તેનો જીવ લઇશ." હવે મુનિબાળક શ્રવણ નદીપર આવીને ઘડામાં પાણી ભરવા લાગ્યો, તેનો જે અવાજ થયો તે અવાજ સાંભળીને દશરથ રાજાએ ધાર્યું કે: "કોઈ હાથી અથવા વાઘ નદીપર આવી પાણી પીએ છે." એવો મનમાં વિચાર કરીને દશરથ રાજાએ જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ ધારીને તીર ફેંક્યું, તે પેલા મુનિકુમારની છાતીમાં જઇને ચોંટયું.

એ તીર (બાણ) થી ઘાયલ થઈને મુનિપુત્ર નદીના કિનારે તરફડિયાં મારવા લાગ્યો અને દુઃખથી ઘણો વ્યાકુળ થયો. પછી દશરથ રાજા પાસે આવીને જુએ છે તો મુનિબાળક તેના તીરથી ઘાયલ થઈને ઘણા દુઃખના પોકાર કરે છે, તેનું આખું શરીર લોહીથી ખરડાયલું છે અને તેના હાથમાંથી પાણીનો ઘડો નીચે પડી ગયો છે. એ જોઇને રાજા બહુ દુઃખિત થઈ પોતાના ખરાબ કામને માટે દિલગીર થવા લાગ્યો અને પોતાને ધિક્કાર આપવા લાગ્યો. રાજાને જોઇને તે મુનિબાળકે મરતાં મરતાં તેને કહ્યું: **"મારાં માબાપ થોડે દૂર ઝુંપડીમાં રહે છે તેને માટે તમે પાણી લઇ જાઓ અને તેઓને પીવરાવો."** આટલું કહી તેણે પ્રાણ છોડયો અને સર્વદા માબાપની સેવા કર્યાના પુણ્યથી સ્વર્ગમાં જઇને સુખ ભોગવવા લાગ્યો.

મહારાજા દશરથ પાણીનો ઘડો ભરીને ઘણા શોકાતુર બની મુનિબાળકનાં માબાપની પાસે ગયા. પોતાનો છોકરો પાણી લઇને આવ્યો છે એવું ધારીને વૃદ્ધ મુનિએ કહ્યું: "બેટા! તને આટલી વાર કેમ થઈ? જલદી પાણી આપ, અમે તારે માટે ઘણાં ચિંતાતુર હતાં. તું અમ આંધળાઓની આંખો છે અને અવગતિયાની ગતિ છે. અમે કેવળ તારા આધાર ઉપરજ જીવતાં રહ્યાં છીએ. જલદી મારા સવાલનો જવાબ આપ. જો અમે તને કંઈ કડવાં વેણ કહ્યાં હોય તો તે મનમાં ના લાવીશ."

વૃદ્ધ તપસ્વીનાં આ વાક્ય સાંભળી દશરથ રાજાને ઘણો ભય અને શોક પછી ઉપજ્યો. નદીને કિનારે જે કાંઈ બન્યું

હતું તે બધું બ્હીતે બ્હીતે તેણે તે તપસ્વીને કહ્યું. એવી રીતે પુત્રના મરવાના સમાચાર સાંભળીને મુનિએ અને તેની સ્ત્રીએ રોતાં રોતાં ચિતામાં સૂઇને બળતી આગમાં પ્રાણ છોડયા.

જુઓ, મુનિબાળક જેનું નામ શ્રવણ હતું તે કેટલું દુઃખ વેઠીને માબાપની સેવા કરતો હતો ! કેટલી બધી મહેનત કરીને તે માબાપને ખવરાવતો હતો ! માબાપની સેવાને માટે દુઃખને તે દુઃખ ગણતો નહોતો. માબાપને માટે તે અંધારી રાતે પાણી લેવા ગયો અને ત્યાં મરાયો. મરતી વેળાએ પણ તેણે પોતાનાં માબાપને પાણી પીવરાવવાનું દશરથ રાજાને કહ્યું હતું. તે શ્રવણ પહેલેથીજ વૃદ્ધ પિતા માતાની સેવા કરવામા મોટું પુણ્ય માનતો હતો, અને એ પુણ્યના બળથીજ તે સ્વર્ગમાં જઇને સુખ ભોગવવા લાગ્યો.

## (૯) પિતૃભકત ભીષ્મદેવ

કુરૂવંશી મહારાજ શાન્તનુની પહેલી સ્ત્રીનો દેવવ્રત નામનો એક પુત્ર હતો. એ દેવવ્રત નાના પ્રકારનાં શાસ્ત્રમાં વિશેષતઃ શાસ્ત્રવિદ્યામાં ઘણોજ કુશળ થયો હતો. તેની વિદ્યા, બુદ્ધિ, સત્યવાદીપણું, જિતેન્દ્રિયતા વગેરે ગુણોથી સઘળા મનુષ્યો તેને ઘણાજ ચાહતા હતા. આ દેવવ્રત સિવાય રાજાને બીજો કોઈ પુત્ર નહોતો, એથી બીજા એક બે પુત્ર થાય એવી ઈચ્છા તેને ઘણા દિવસથી થઈ હતી. એટલામાં એક દિવસ જ્યારે તે મૃગયા રમવા ગયો ત્યારે દાશરાજની કન્યા સત્યવતીને જોઈ તેની ઈચ્છા પ્રબળ થઈ અને તેની સાથે વિવાહ કરવાનો અભિલાષ કર્યો; પરંતુ દેવવ્રતના જેવો

સર્વગુણસંપન્ન પુત્ર હોવા છતાં ફરી વિવાહ કરવો એ લજ્જાકર જાણીને તે ઈચ્છા પ્રકાશિત કરી શકયો નહિ. ઘરમાં આવીને તે દિલગીરીથી કાળ ગાળવા લાગ્યો. અતિ વિશ્વાસપાત્ર મુખ્ય મંત્રીના સિવાય બીજો કોઈ પણ તેના મનનો વિચાર જાણવા પામ્યો નહિ.

દેવવ્રત સર્વદા બાપ પાસે રહેતો હતો. તે પિતાને દિલગીર થયેલા જોઇને વિચારમાં પડયો, તેથી તેણે તેમને તેનું કારણ પૂછયું; પણ તેનો ઠીક જવાબ મળ્યો નહિ. તે ઘણોજ પિતૃપરાયણ હતો, એથી પિતાને દિવસે દિવસે વધારે દિલગીર જોઇને ભયભીત થઈ તેનું કારણ જાણવા માટે ઘણોજ ઉત્સુક થયો. તે ઘણોજ બુદ્ધિમાન હતો. તે પિતાની પાસેથી કારણ જાણવા પામ્યો નહિ, તેથી મુખ્ય મંત્રીની પાસે જઈને છુપી રીતે તેને પૂછયું કે: " હું ધારૂં છું કે હુંજ પિતાના ખેદનું કારણ હોઇશ, નહિતો શા માટે કહેતા નથી ? હું તેમનો પુત્ર, ભક્ત અને દાસ છું. તેમને મારી આગળ કંઈ પણ કહેવામાં શા માટે હરકત જણાય છે ? ગમે તેમ હો, તેઓ મને ન કહેવા ઈચ્છતા હોય તો તમે અનુગ્રહ કરીને મને કહો. જો મારાથી મારા પિતાનો શોક દૂર કરી શકાય તેમ હશે તો તેઓ મને જે કંઈ કહેશે તે કરવાને હું તૈયાર છું."

આ સાંભળીને મંત્રીએ કહ્યું કે, " કુમાર ! તમારા જેવા બુદ્ધિમાનની પાસે કંઈ પણ અજાણ્યું રહેનાર નથી. તમે યથાર્થ સમજ્યા છો. મહારાજ તમારી પાસે પોતાના દુ:ખનું કારણ કહેતાં શરમાય છે. તમે જેવું મહારાજનું

સદ્ગુણશાળી પુત્રરત્ન છો, તેવાં પુત્રરત્ન પામવાનું સર્વના ભાગ્યમાં બનતું નથી. મહારાજ આપના જેવા પુત્ર પામીને પોતાને ઘણાજ ભાગ્યશાળી સમજે છે; પરંતુ તમે તેમના એકના એક પુત્ર છો; જેવી રીતે એક આંખ આંખમાં નથી–કોઈ રીતે તેનો નાશ થયાથી આંધળા થવાય છે તેમ તેમનો વિચાર છે કે એક પુત્ર પુત્ર તરીકે ગણાતો નથી; કારણ કે તેનું મરણ થયાથી સર્વ નાશ થાય છે. આ વાસ્તે તેઓ બીજા એક બે પુત્ર પામવાની ઈચ્છાથી ફરી લગ્નના અભિલાષી છે; પરંતુ કદાચ તમે અસંતુષ્ટ અથવા દુઃખિત થાઓ એથી તેઓ પોતાની ઈચ્છા સંપૂર્ણ કરી શકતા નથી અને તેમ ન થવાથી સર્વદા એક પુત્રને લીધે માનસિક કલેશ પામેછે."

મંત્રીનાં વચન સાંભળીને દેવવ્રત સર્વ વાત સમજ્યો અને પછી બોલ્યો: " મહાશય ! જો પિતા લગ્ન કરશે તો ઘણી ખુશીની વાત છે, તેથી હું દુઃખી શા માટે થાઉં ? આ કામથી હું અસન્તુષ્ટ કે દુઃખિત થઈશ એવું પિતાએ ધાર્યું એજ મારા પરમ દુઃખનો વિષય છે. ગમે તેમ હો, હવે હું વિનય અને શુદ્ધ અંતઃકરણથી તમને વિનંતિ કરૂં છું કે તમારાથી જેમ બને તેમ જલદીથી આ શુભ કામ કરો." દેવવ્રતનાં આ સરળ અને ઉદાર વચનો સાંભળીને મંત્રી ઘણોજ ખુશી થયો અને કહ્યું: " રાજકુમાર ! તમારી બુદ્ધિ અને પિતૃભક્તિ જેવી વખણાય છે તેવીજ છે. હું સારી પેઠે સમજ્યો છું કે મહારાજને પરણવામાં તમારા તરફથી કાંઈ પણ વાંધો નથી; એટલા માટે મારી ઈચ્છા થાય છે કે અહીંના દાસરાજને સત્યવતી નામની

દેવરૂપ જેવી કન્યા છે તેની જોડે મહારાજાનું લગ્ન કરાવવું.” દેવવ્રતે તેના ઉત્તરમાં કહ્યું: “ જો પિતાની ઈચ્છા હોય તો હમણાંજ દાસરાજને બોલાવીને સંબંધ નક્કી કરવામાં આવે તો ઠીક.”

ત્યારપછી મંત્રીની આજ્ઞા પ્રમાણે કેટલાક સભાસદની જોડે દાસરાજ ત્યાં આવ્યો તેને સર્વ વાત જણાવી. થોડીવાર વિચાર કરીને તે બોલ્યો, “ મારી કન્યાને આવો વર મળવો એ ઘણાજ સૌભાગ્યનો વિષય છે, તેમાં કંઈ પણ સંદેહ નથી; પરંતુ તેમ હોવા છતાં પણ મહારાજને કન્યા આપવામાં મને હરકત છે.” દાસરાજ થોડીકવાર મૂંગો રહીને દેવવ્રત તરફ જોઇ બોલ્યો, “ હરકત કેવળ આપની છે.” દેવવ્રતે વ્યગ્રભાવથી કહ્યું, “ હું કેવી રીતે હરકત નાખનાર છું ? ” દાસરાજ હાથ જોડીને બોલ્યો, “ રાજકુમાર ! મારો અપરાધ ક્ષમા કરજો. મહારાજને કન્યા આપવાથી તે કન્યા આપની ઓરમાન મા થશે અને મેં ઘણેક ઠેકાણે જોયું છે કે જે ઘરમાં ઓરમાન મા અને સાવકાં છોકરાં રહે છે તે ઘરમાં કુશળતા હોતી નથી. ઓરમાન મા સાવકાં છોકરાનાં અને સાવકાં છોકરાં ઓરમાન માનાં સર્વદા છિદ્ર શોધ્યા કરે છે, અને એકબીજાની ખરાબી કરવાનો યત્ન કરે છે. વિશેષે કરીને સાવકાં છોકરાં પ્રબળ હોય તો ઓરમાન માને સર્વદા ચિંતામાં બળવું પડે છે. એટલા માટે મારી કન્યાને આપના જેવા પ્રબળ સાવકા છોકરાની ઓરમાન મા કરાવવાની મારી કોઈ રીતની હિંમત થતી નથી.” આ સાંભળીને દેવવ્રત મૂંગો બેઠો. મંત્રીએ જવાબ દીધો, “ દાસરાજ, તમે જેવું બોલો

આવ્યા છો તેવું કહો છો; પરંતુ મારી ઉમ્મર થઈ છે. મેં પણ ઘણું જોયું છે. હું જાણું છું કે એવાં ઘણાંક કુટુમ્બો છે કે જ્યાં સાવકી મા અને છોકરાંને લીધે કોઇને પણ કલેશ ભોગવવો પડતો નથી. ઓરમાન મા નીચ પ્રકૃતિની હોય અને સાવકો છોકરો ક્રૂર સ્વભાવનો હોય તો તેઓમાં કલહ થાય છે, પરંતુ ઓરમાન મા જો બુદ્ધિમતી અને ઉદાર ચિત્તની હોય, તેનામાં ધર્મબોધ, સારાસાર વિચાર, સ્નેહ, દયા તથા પતિભક્તિ હોય તેમજ તે પતિને કોઈ રીતે મનનો કલેશ ન આપવાની ઘણીજ ઇચ્છા રાખતી હોય; અને જો સાવકો છોકરો બુદ્ધિમાન, વિચારશીળ, સરળ, ઉદાર, ધાર્મિક તથા પિતૃપરાયણ હોય તો ઓરમાન મા અને સાવકા છોકરાઓમાં કદી પણ લડાઈ ટંટો થાય નહિ. લઢાઈ જોવાને ખુશી થતાં સગાંવહાલાં તથા આડોશી પાડોશીઓ બેઉને ઉત્તેજિત કરે; તો પણ તેઓ કદિ પોતાની સારી પ્રકૃતિ છોડતાં નથી. મેં એવા ઓરમાન છોકરા પણ જોયા છે કે જ્યાંસુધી સગાંવહાલાં તથા પડોશીઓએ તેમને કહ્યું નહોતું ત્યાંસુધી તેઓએ ઓરમાન માને પોતાની સગી મા તરીકે ગણી હતી. દેવવ્રતનો સ્વભાવ અલૌકિક છે, તમારી કન્યા પણ દેવીના જેવી છે, જેથી તેનો સ્વભાવ પણ તેવોજ હોવો જોઈએ એમ હું જાણું છું. એટલા માટે તમારી કન્યા અને દેવવ્રતના એકત્ર રહેવાથી કોઈ પણ કદાપિ દુ:ખી થશે નહિ, એમ મારા મનમાં નિશ્ચય થાય છે." ત્યારપછી દેવવ્રતે કહ્યું કે, "આ વાત ઉપર વધારે બોલવું તે મારી બડાઈનું કામ થાય. માટે તેમ કરવા હું ઇચ્છતો નથી: તોપણ

હું ટુંકામાં એવી પ્રતિજ્ઞા લઉં છું કે આપની કન્યા મારી મા થયાથી તેમને મારા તરફથી કોઈ પણ કામને માટે કદિ પણ કંઈ કષ્ટ પડશે નહિ. આપ જાણજો કે દેવવ્રત કદિ પણ ઉલ્લંઘન કરશે નહિ."

આ સાંભળીને દાસરાજને સંતોષ થયો અને પછી તે બોલ્યો, "રાજકુમાર! મને કહેવામાં શંકા ઉપજે છે ખરી; પરંતુ મનનો વિચાર છુપાવવો એ હું સમજતો નથી. વાસ્તે કહું છું કે જો મહારાજ મારી કન્યા ગ્રહણ કરશે તો તે છોકરીનો છોકરો રાજ્યાધિકારી થશે, પરંતુ આપના જેવો મહાવીર કુશળ મોટો પુત્ર હોવાથી તેમ થવાની હું કંઈ પણ આશા રાખતો નથી. જો આપ રાજ્યાધિકારી થાઓ તો મારી કન્યાને રાજપટરાણી થવામાં લાભ શો? જો ગરીબની પત્ની થશે તો તે પોતાના પતિદેવનું ગમે એટલું સામાન્ય ધન હોય તોપણ તે સર્વ પોતાના પુત્રને ભોગવતો જોશે." આ વાત સાંભળીને તરત દેવવ્રત કહેવા લાગ્યો, "દાસરાજ! પિતાની મતલબ પૂરી કરવા માટે હું પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર છું. રાજ્યની તે શી તુચ્છ વાત! ગમે તેમ હો, હું પ્રતિજ્ઞા કરૂં છું કે, હું કદિ પણ રાજ્ય ગ્રહણ કરીશ નહિ. તમારા દૌહિત્રોજ આખા રાજ્યના માલિક થશે અને મારાથી જેમ બનશે તેમ તેઓને મદદ કરવામાં કોઈ પણ રીતે પાછી પાની કરીશ નહિ."

દેવવ્રતની આ પ્રતિજ્ઞા સાંભળીને સર્વ ચકિત થયા. દાસરાજ ઘણોજ ખુશ થયો; પરંતુ થોડીવાર વિચાર કરીને ફરી બોલ્યો કે, "રાજકુમાર! આપની પ્રતિજ્ઞા સાંભળીને હું

ઘણોજ આશ્ચર્ય પામ્યો છું, પરંતુ બીજો એક વિચાર મારા મનમાં ઉદય પામ્યો છે. આપ પિતૃભક્ત છો અને અલૌકિક ઉદારતાથી રાજ્ય ત્યાગ કરવા ચાહો છો ખરા; તથાપિ આપના પુત્ર થશે તેઓ શામાટે ત્યાગ કરશે ? તેઓ મોટા પુત્રના છોકરા તરીકેનો દાવો કરીને બળપૂર્વક રાજ્યાધિકાર માગશે અને પ્રજા પણ તેને ન્યાયી કામ સમજીને તેમનો પક્ષ અવલંબન કરશે, તેથી મારા દૌહિત્રોના હાથમાં ભાગ્યેજ રાજ્ય રહેશે; એટલા માટે આવી શંકાશીલ જગ્યાએ મારી દેવમૂર્તિ કન્યાને ઉમ્મરે પહોંચેલા વરને આપવાનું મને કોઇ રીતે ઠીક જણાતું નથી. વાસ્તે આપ મને ક્ષમા કરશો. ”

આવાં વાક્ય સાંભળીને દેવવ્રત થોડોક મૂંગો રહીને વિચાર કર્યા પછી મોટે અવાજે બોલ્યો, “ દાસરાજ ! હું જે કારણથી રાજ્ય ત્યાગ કરવાને તૈયાર થયો છું, તે કારણથીજ ગૃહસ્થાશ્રમનો ત્યાગ પણ અંગીકાર કરૂં છું. હું **લગ્ન કરીશ નહિ, આજથી જીવનના અંત સુધી બ્રહ્મચર્યવ્રત પાળીને રહીશ.** હું સર્વની સામે આ પ્રતિજ્ઞા લઉં છું કે કદાપિ પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉદય થાય તથાપિ એમાં ફરક પડનાર નથી. ”

દેવવ્રતની આવી ભયાનક પ્રતિજ્ઞા સાંભળીને ત્યાં બેઠેલા સર્વ મનુષ્યો વિસ્મય પામી ગદ્ગદ્ સ્વરથી “ ધન્ય ! ધન્ય ! ” કહેવા લાગ્યા. “ આવી પિતૃભક્તિ જોઈ નથી ! આવી ઉદારતા અને નિસ્પૃહતા પણ સાંભળી નથી ! ” ત્યાર પછી મુખ્ય મંત્રીએ સર્વને સ્થિર રહીને કહ્યું: “ સેંકડો રાજપુત્ર પિતાને અને કાકા વગેરેને ખરાબ કરીને રાજ્ય પોતાનું

કરી લેવાને યત્ન કરે છે, પણ અમારા આ રાજકુમારે તે રાજ્ય કેવળ પિતાનો વિચાર બર લાવવા માટે તૃણવત્ પરિત્યાગ કર્યું છે. બીજું એમણે આ જુવાનીના સમયમાં ચિરજીવનને માટે સંસાર સુખથી વંચિત થવાની પ્રતિજ્ઞા લીધી છે. આવી ભીષણ પ્રતિજ્ઞા કોઈએ કદી પણ સાંભળી નથી. મારા વિચારમાં એવું આવે છે કે એમનું નામ ભીષ્મ રાખવું ઉચિત છે."

ખરેખર તેમજ થયું. ત્યારથી તેમને સઘળાઓ ભીષ્મ કહીને બોલાવવા લાગ્યા. તે વખતથી તેમણે હંમેશાં કુંવારા અને અકલંકિત રહીને પોતાની પ્રતિજ્ઞા પાળી હતી. અદ્યાપિ સત્યવાદી, ધાર્મિક, દૃઢપ્રતિજ્ઞ અને જિતેન્દ્રિય મનુષ્યનાં દૃષ્ટાંત આપતાં લોકો ભીષ્મદેવનું નામ દે છે.

---

## (૧૦) પિતાને બચાવવા જીવ આપનાર છોકરો.

આયર્લેંડમાંના લંડનડરિ શહેરમાં બેકન નામનો એક માણસ રહેતો હતો. તે વહાણમાં ખારવાનું કામ કરતો હતો; તેનો છોકરો જ્યારે બાર વરસની ઉમ્મરનો થયો ત્યારે પોતાના બાપની સાથે ખારવાનું કામ કરવા લાગ્યો. બાપ અને દીકરો એક વહાણમાં કામ કરતા હતા. બેકને પોતાના છોકરાને ઉત્તમ રીતે તરતાં શીખવ્યું હતું. જેવી રીતે માછલાં વગર હરકતે પાણીમાં તરતાં ફરે છે તેવી રીતે બેકનનો છોકરો તરવામાં હોંશિયાર થયો હતો. તે દરરોજ કામ પૂરૂં થયા પછી વહાણ ઉપરથી ભૂસકો મારીને દરિયામાં પડતો હતો અને વહાણની ચારે બાજુએ તરતો ફરતો હતો. જ્યારે

તે થાકી જતો ત્યારે દોરડું પકડીને વહાણપર આવતો હતો.

એક દિવસે હવા જોસબંધ ફુંકાયાથી વહાણ ડોલવા લાગ્યું. તે વેળાએ વહાણમાંના એક ઉતારૂની નાની છોકરી સમુદ્રમાં પડી ગઈ, તેને પડતી જોઇને બેકન દરિયામાં કૂદી પડયો અને તરત તે છોકરીનાં કપડાં પકડીને તેને પાણીમાંથી ઉપર કાઢી. તેને છાતી ઉપર રાખીને તરતો તરતો તે વહાણની પાસે આવતો હતો એટલામાં તેણે જોયું કે એક મગરમચ્છ તેને પકડવા આવે છે. તે જોતાંજ બેકન ભયથી ધ્રૂજવા લાગ્યો. વહાણ ઉપરના તમામ માણસો જોતા ઉભા હતા, તેઓ એથી ઘણા વ્યાકુલ થવા લાગ્યા અને બંદૂક લઈને મગરમચ્છને તાકીને મારવા લાગ્યા; પરંતુ કોઇ પણ હિંમત કરીને તેને મદદ કરવા માટે પાણીમાં ઉતરી શક્યા નહિ. સર્વે હવે શું થશે એમ કહીને ગડબડ મચાવવા લાગ્યા.

વહાણ ઉપરથી જેટલી ગોળીઓ મારવામાં આવતી હતી તેમાંની એક પણ મગરમચ્છને લાગતી નહોતી, તેથી હળવે હળવે તે પાસે આવીને મોં વિકાસીને બેકનને પકડવાને તૈયાર થયો. બેકનનો છોકરો ઘણોજ પિતૃભક્ત હતો. બાપનો જીવ જવાની તૈયારી જોઇને તે એક ધારદાર તલવાર લઈને સમુદ્રમાં કૂદી પડયો અને ઝડપથી મગરમચ્છ તરફ ધસી જઇને તેના પેટમાં તરવાર ખોસી દીધી. તેથી મગરમચ્છ ગુસ્સે થઈને તેને પકડવાને તૈયાર થયો; પરંતુ તે તરવારની કુશળતાથી મગરમચ્છના પંજામાં ન સપડાતાં તેના શરીર ઉપર ઉપરાઉપરી તરવારના ઘા કરવા લાગ્યો.

એ અરસામાં બેકન પેલી છોકરીને લઇને વહાણુની પાસે જઈ પહોંચ્યો એટલે વહાણુપરના માણુસોએ તેને તથા તેના હાથમાંની છોકરીને વહાણુની અંદર લઈ લીધાં. બેકન વહાણુમાં આવ્યા પછી સર્વની નજર પાણીની અંદર ખેંચાઈ અને તેમણે જોયું કે મગરમચ્છ અને બેકનના છોકરાની લડાઈ જેમની તેમ ચાલતીજ છે. તે છોકરાની તરવારના ઘણા ઘા વાગ્યાથી મગરમચ્છ કંઈક કમજોર થયો હતો અને તેના શરીરમાંથી એટલું બધું લોહી નિકળતું હતું કે તેની આસપાસનું સમુદ્રનું પાણી બધું લોહી જેવું દેખાતું હતું. છોકરો ઘણોજ થાકી ગયો હતો અને ડુબવાનાં જેવાં ડબકાં ખાતો હતો. મગરમચ્છ કમજોર થયાથી જોસબંધ ધસી આવતો જરા અટક્યો એટલે તે છોકરો હિમ્મત આણીને જોસભેર તરતો તરતો વહાણ તરફ ધસ્યો અને જેમ તેમ કરીને વહાણુની છેક પાસે આવ્યો. ત્યારે વહાણ ઉપરના માણુ-સોએ એક દોરડું તેના તરફ પાણીમાં નાંખ્યું, તે દોરડાનો છેડો છોકરાએ પકડયો એટલે ઉપરના માણુસોએ દોરડું ખેંચવા માંડયું તેની સાથે છોકરો પણ વહાણુની નજીક ખેંચાઈ આવવા લાગ્યો. એટલામાં મગરમચ્છ પાછો ધસી આવ્યો. છોકરો વહાણુની છેક લગભગ જઈ પહોંચ્યો તે વખતે તે મગરમચ્છ ચત્તો થઈને પાછળથી છોકરાના બંને પગ મ્હોંમાં લઈ કમર સુધી ગળી ગયો. પછી તેણે જોરભેર એવું બચકું ભર્યું કે તેના શરીરનો પેટની નીચેનો તમામ ભાગ જે તેણે ગળ્યો હતો તે એકદમ કપાઇને છૂટો પડયો; અને તેટલો ભાગ મ્હોંમાં લઇને તે પાણીમાં ડૂબકી

મારી નાસીને દૂર જઈ સમુદ્રને તળીયે બેઠો. એ પ્રમાણે છોકરાનું અડધું અંગ કપાયાથી પાણીમાં લોહી લોહી થઇ ગયું. છોકરો પણ છેક શિથિલ થઈ ગયો હતો, તોપણ તેણે પકડેલું દોરડું છોડયું નહિ, તેથી વહાણપરના માણસોએ તેને વહાણની અંદર ઉંચકી લીધો. છોકરાની એવી દુર્દશા જોઈને બેકનને મૂર્છા આવી અને તે ચત્તોપાટ વહાણમાં પડી ગયો, પણ થોડીવારમાં પાછો સચેત થઈને જુવે છે તો છોકરો તેની પાસે પડયો પડયો એકી નજરે તેના મ્હોં સામું જોઈ રહ્યો છે. બાપને હોશિયાર થયેલો જોઈને છોકરો બહુ ખુશી થયો અને પછી તેના ખોળામાં માથું મૂકીને પહેલાની પેઠે એકી ટસે તેના મ્હોં સામું જોવા લાગ્યો. બેકનની આંખોમાંથી ચોધારાં આંસુ ચાલતાં હતાં અને છાતીએ ડુમો બાઝયો હતો તેથી તેનાથી બોલી શકાતું નહોતું. તેની આવી અવસ્થા જોઈને છોકરે અચકતા અવાજે પરંતુ અત્યંત આનંદમય દેખાવથી તેના બાપને કહ્યું: "બાપા ! શા માટે તમે આટલા બધા દિલગીર થાઓ છો ? **મારૂં ધન્યભાગ્ય સમજુંછું કે તમારા પ્રાણ સંકટને સમયે મારાથી તમને યત્કિંચિત્ મદદ કરી શકાઇ,** એટલુંજ નહિ પણ તમારા ખોળામાં માથું રાખીને તથા તમારા સ્નેહથી ઉભરાઈ જતી દૃષ્ટિવાળા ચેહેરા તરફ દૃષ્ટિ રાખીને મરવાનો મહા દુર્લભ અવસર મને મળ્યો. મારા મૃત્યુથી તમે જરાએ ખેદ ના કરશો, તેમજ મારી માયાળુ માતાને પણ ખેદ કરવા દેશો નહિ. **જે પૂરો ભાગ્યશાળી હોય તેજ મારા જેવા**

**સુખી મોતે મરવા પામે.** બાપા ! હવે છેલ્લી સલામ ! મારા અપરાધો થયા હશે તેની ક્ષમા માગું છું. મારી જીભ અને આંખો ખેંચાઈ જાય છે તેથી હવે મારાથી બોલી શકાતું નથી. એકવાર તમારો પ્રેમાળ હસ્ત મારા હૃદયપર ફેરવો જોઇએ ! ” એટલું બોલતાં બોલતાં તે છોકરાની જીભ ટુંકી થઈ ગઈ અને તેની આંખો હમેશને માટે મીંચાઈ ગઈ. કેવો ભાગ્યશાળી પિતૃભક્ત !

---

## (૧૧) આફત વેળા કીંમતી વસ્તુઓને બદલે પોતાનાં માબાપને લઇ નાઠેલા પુત્રો.

યૂરોપખંડના સિસિલિ બેટમાં એટના નામનો એક જ્વાળામુખી પહાડ છે; ઘણાં વર્ષ ઉપર એ જ્વાળામુખીમાંથી ઘણા જોરથી બળતી ધાતુઓ નિકળવાથી અને ચોતરફ પથરા ઉડવાથી આસપાસના ગામોનાં ઘર તથા ઝાડપાન બળવા લાગ્યાં. આથી ત્યાંના માણસો મરવાનો ભય જાણીને પોતપોતાની કીંમતી જણસો લઇને નાસવા લાગ્યાં; પરંતુ આનાપિયસ અને આફિનોમસ નામના બે જુવાન માણસો બીજા માણસોની પેઠે પોતાની કીંમતી વસ્તુઓનો બચાવ કરવા માટે આતુર ન થતાં વૃદ્ધ માબાપને પોતાની પીઠ ઉપર લઇને ચાલ્યા. જો તે છોકરાઓએ તેમ ન કર્યું હોત તો તે વૃદ્ધો જીવવા પામત નહિ. આ બે જુવાનોનું આવું સારૂં કામ જોવાથી લોકો આશ્ચર્ય પામીને તેઓની ઘણી તારીફ કરવા લાગ્યા.

તે છોકરાઓ પોતાનાં માબાપને પીઠ ઉપર લઇને જે ઠેકાણે ગયા હતા ત્યાં પર્વતમાંથી ધાતુઓ અથવા પથરા આવ્યા નહોતા. બીજી જગ્યાએ ઘણાજ પથરા અને ધાતુઓ પડ્યાં હતાં. આ જોઇને મનુષ્યો એને અદ્‌ભુત દિવ્ય બનાવ સમજ્યા અને એ જુવાનોના સારા કામને લીધે એવો દિવ્ય બનાવ બન્યો હતો તેથી તે જગ્યા "ધર્મક્ષેત્રના" નામથી પ્રસિદ્ધ થઈ.

## (૧૨) માબાપનું દુઃખ યાદ આવતાં સારો ખોરાક ખાઇ ન શકનાર છોકરો.

યૂરોપમાં સારા કુટુંબના છોકરાઓ લશ્કરી નોકરીમાં દાખલ થાય છે અને તે થોડા દહાડા લડાઈની વિદ્યા શીખે છે. લડાઈની કેળવણી આપવા સારૂ યૂરોપમાં ઠેકાણે ઠેકાણે નિશાળો છે. જેઓ એમાં દાખલ થાય છે તેઓને ખોરાક પોશાક વગેરે બાબતમાં ત્યાંના નિયમ પ્રમાણે ચાલવું પડે છે; જેઓ નિશાળના નિયમ પાળતા નથી તેમને તે નિશાળ-માંથી કાઢી મૂકવામાં આવે છે.

ઇંગ્લાંડની એવી એક નિશાળમાં એક છોકરો દાખલ થયો હતો. તે ઘણોજ સારા સ્વભાવનો અને સાવચેત હતો તથા પોતાનું કામ કરવામાં કદિ પણ આળસુ જણાતો નહોતો. તેના ઉપરીઓ તેના ઉપર ઘણી માયા રાખતા હતા. વિદ્યા-લયના નિયમ પ્રમાણે જ્યારે નિશાળના તમામ છોકરા ખાવા બેસતા ત્યારે તે છોકરો પણ તેઓની જોડે ખાવા બેસતો

હતો. ખાવાની વેળાએ બીજા બધા છોકરા વાતચીત અને રમત ગમત કરતા, પણ તે તેવું કંઈ કરતો નહોતો. તે સાદો ખોરાક ખાતો અને પછી પાણી પીને પોતાનું પેટ ભરતો હતો; બીજી જે કાંઈ સારી સ્વાદદાર વસ્તુઓ આવતી હતી તેને તે અડકતો પણ નહોતો. એને આ પ્રમાણે ખાતો જોઈને તેના સોબતીઓ તેનું કારણ પૂછતા; પણ તે કંઈપણ જવાબ નહિ આપતાં દિલગીરી ભરેલા ચહેરાથી મુંગો બેસતો.

થોડા દિવસમાં એના ઉપરીઓ (શિક્ષકો) ના જાણવામાં આવ્યું કે તે છોકરો પુષ્ટિકારક ખોરાક ખાતો નથી, તેથી તેઓએ તેને બોલાવીને કહ્યું "છોકરા! તું આવું શા વાસ્તે કરે છે? ખાવાની બાબતમાં તારે અહીંના નિયમ પ્રમાણે ચાલવું જોઈએ—જે પ્રમાણે સઘળાઓ ખાય છે તે પ્રમાણે તારે પણ ખાવું જોઇએ. આ લશ્કરી નિશાળ છે; જે વિષયમાં જે નિયમ બંધાયલા છે તેમાં કંઇ પણ ફેરફાર થવો ન જોઈએ; એટલા માટે તને સાવચેત કરીએ છીએ કે હવેથી તું નિયમસર ખાવાનું ખાજે અને કદિપણ તેનાથી ઉલટો ચાલીશ નહિ."

ઉપરીએ આ પ્રમાણે સાવચેત કર્યા છતાં તે છોકરો તો પહેલાની પેઠે માત્ર સાદોજ ખોરાક ખાવા લાગ્યો, એટલે ફરીથી ઉપરીને કાને તે વાત ગઈ; તેથી તે ઘણો નાખુશ થયો અને તરત તેને પોતાની પાસે બોલાવીને તેનો તિરસ્કાર કરીને કહ્યું, "તું બીજા સઘળા વિષયમાં સારો છે ખરો; પરંતુ ખાવા પીવાની બાબતમાં તું મારા હુકમનું બહુજ અપમાન કરે છે. પહેલાં તને સાવચેત કર્યો હતો

તે છતાં તું વિદ્યાલયનો નિયમ તોડે છે. તારી મરજીમાં આવે તે પ્રમાણે ચાલવાની જો તારી ઈચ્છા હોય તો તને અહીંથી કાઢી મૂકવો પડશે. ”

આવી રીતનો ભય દેખાડયાથી તે છોકરો ઘણો વ્યાકુળ અને દિલગીર થયો અને હાથ જોડીને આંસુ ભરી આંખ સહિત ડુસકાં ભરતો બોલ્યો “ મહેરબાન ! મને માફ કરો, હું ઈચ્છાપૂર્વક નિશાળના નિયમ તોડતો નથી, તેમજ આપની શિખામણનો અનાદર કરતો નથી; જે કારણથી હું પુષ્ટિકારક ખોરાક ખાતો નથી તે કારણ આપને જણાવુંછું. મારો બાપ ઘણોજ ગરીબ છે અને ઘણી મુશ્કેલીથી તે અમારૂં પાલનપોષણ કરે છે. જ્યારે હું ઘેર હતો ત્યારે સૂકી રોટલીજ માત્ર ખાતો હતો અને તે પણ એક દહાડો પણ પેટ ભરીને ખાતો નહોતો. અહીં હું દરરોજ સારો સાદો ખોરાક પેટ ભરીને ખાઉં છું. અહીં આવવાની પહેલાં મેં કદી પણ આવો ઉત્તમ અને પૂરતો ખોરાક ખાધો નહોતો. **મારાં માબાપ ઘણું કરીને દરરોજ એક પ્રકારે ભૂખ્યા રહે છે. જ્યારે હું ખાવા બેસું છું ત્યારે તેઓ યાદ આવે છે; અને તેઓના ખાવાનું દુઃખ સાંભળી આવ્યાથી સારી વસ્તુ ખાવાની મને રૂચિ થતી નથી!”**

તે સુશીલ, સુબોધ બાળકની આ સર્વ વાત સાંભળીને ઉપરી ઘણો અજાયબ થયો અને મનમાં ને મનમાં તેની ઘણીજ તારીફ કરી પછી થોડીવારે તેણે કહ્યું, “ તારા પિતાએ ઘણી લાંબી મુદત સુધી સરકારી નોકરી કરી છે તો

હમણાં તેને *પેનશન મળતું નથી ? ” બાળકે કહ્યું “ ના સાહેબ, એમને પેનશન મળતું નથી. પેનશનની આશાએ તે એક વર્ષ સુધી રાજધાનીમાં રહ્યા હતા: પણ કંઇ દાદ મળી નહિ, તેથી અંતે પૈસા ન હોવાથી ત્યાં રહી શક્યા નહિ અને નિરાશ થઈને પાછા ઘેર આવ્યા. જો એમને પેનશન મળ્યું હોત તો અમારે આટલું વેઠવું પડત નહિ.”

આ સાંભળીને ઉપરીએ કહ્યું “તારા બાપને પેનશન મળે તેવો બંદોબસ્ત કરવાનું હું માથે લઉં છું; પણ વારૂ, જ્યારે તારા પિતાની આવી માઠી અવસ્થા છે એમ તું કહે છે ત્યારે તે તારા ખર્ચને માટે તને કંઈ મોકલતા પણ નહિ હોય એમ લાગે છે, અને તેથી તારે ઘણું દુ:ખ વેઠવું પડતું હશે. હાલ હું તને ત્રણ ગીની આપું છું, તેમાંથી તારે જોઇતો ખર્ચ કર; અને બનતી ઉતાવળે ત્હારા પિતાને આવતા છ મહિનાનું પેનશન તરત મોકલવાનો બંદોબસ્ત હું કરીશ.”

આ વાત સાંભળીને છોકરો બહુજ ખુશી થયો અને ઉપરીએ આપેલી ત્રણ ગીની હાથમાં લઈને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો. પછી થોડીવારે તે બોલ્યો: “આપ મારા પિતાને જલદીથી છ મહિનાના પેનશનના રૂપિયા મોકલશો એમ કહો છો, તે રૂપીઆ કેવી રીતે મોકલશો?” ઉપરીએ કહ્યું: “તારે તેની ચિંતા કરવી નહિ.

---

* ઘણા વખત સુધી સારી રીતે ચાકરી કર્યા પછી ઘડપણને લીધે ચાકરી કરાતી નથી ત્યારે પ્રથમની નોકરીના બદલારૂપ જીવતાં સુધી જે થોડા દરમાગો ઘેર બેઠે મળે છે તે પેનશન કહેવાય છે.

હું સહેલાઈથી તેને રૂપીઆ મોકલી શકીશ." છોકરાએ કહ્યું: "હું તેની ચિંતા કરતો નથી સાહિબ, પણ આપને એવી અરજ કરૂં છું કે જ્યારે આપ મારા બાપને રૂપીઆ મોકલો ત્યારે તેની સાથે આ ત્રણ ગીની પણ મોકલજો. હું જ્યાં સુધી અહીં રહીશ ત્યાં સુધી મારે એક પાઈની પણ જરૂર નથી; **પરંતુ આ ત્રણ ગીની મારા બાપને મળ્યાથી તે તેમને ઘણા કામમાં આવશે.**"

તે છોકરાનો આવો પિતા ઉપરનો પ્રેમ જોઈને ઉપરી ઘણો આનંદ પામ્યો અને ત્યાર પછી તેણે આ વાત રાજાને કાને નાંખી, તેથી રાજાએ તે છોકરાના પિતાને પેન્શન આપવાને લખ્યું, અને આવતા છ મહિનાનું પેન્શન તથા પેલી ત્રણ ગીની તેને પહોંચાડી. તે દિવસથી તે ગરીબ કુટુંબનું દુઃખ દારિદ્ર જતું રહ્યું, અને સર્વે પહેલાંના કરતાં સારી અવસ્થામાં રહેવા લાગ્યાં.

## (૧૩) ઉડીસાનો માતૃભક્ત બાળક

ઉડીસામાં ઈ. સ. ૧૮૯૦ માં દુકાળ પડયો હતો. તે વેળાએ ૧૦-૧૨ વર્ષની ઉમ્મરનો એક છોકરો કોઈ ગામમાં ભીખ માગવા ગયો હતો. તે વેળાએ એ ગામમાં ઘણું કરીને કોઈના ઘરમાં અનાજ નહોતું; તેમાં વળી ભિક્ષુક અસંખ્ય આવતા હતા, તેથી કોને ભિક્ષા આપે? એથી તે દુર્બળ છોકરો હાથમાં નારીયેળનું કાચલું લઈને અતિ કષ્ટથી કેટલીકવાર અહીં તહીં ફર્યો; પણ ક્યાંથી કંઈ મળ્યું નહિ.

આખરે તે નિરાશ થઈ થાકીને એક બ્રાહ્મણના ઘરના ઓટલા ઉપર બેઠો. એ ગૃહસ્થ બ્રાહ્મણને તેની આવી દુર્બળ અવસ્થા જોઇને દયા ઉપજી અને બોલ્યો: "તને કંઈ અન્ન આપું છું. તું અહીં બેસીને ખા." બાળક આંખોમાં પાણી લાવી બોલ્યો: "હું અહીં ખાઈ શકીશ નહિ; જો મને ભાત આપો તો હું મારે ઘેર જઇને ખાઈશ." ગૃહસ્થે તેના ઉત્તરમાં કહ્યું: "તું ઘરમાં લઈ જવા જેટલો ભાત મેળવી શકીશ નહિ, એટલા માટે અહીં બેસીને ખા." બાળકે જવાબ દીધો: "ગમે એટલો થોડો મળશે તોપણ હું તે ઘેર લઈ જઈશ, કોઇ પણ રીતે અહીં ખાઈ શકીશ નહિ. હું કદાપિ ખાધા વિના મરી જાઉં તો ભલે; પણ અહીં એકલો ખાઇશ નહિ." તે બાળકનાં આવાં વાક્યો સાંભળીને ગૃહસ્થ આશ્ચર્ય પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ શું બોલે છે ? આ ભયંકર દુકાળમાં હજારો માતાએ પોતાનાં છોકરાંને પડતાં મૂક્યાં છે, ઘણાક પુત્રોએ વૃદ્ધ પિતામાતાને છોડી દીધાં છે અને હજારો પતિએ પત્નીના હાથમાંથી અન્ન છીનવી લઈને પોતે ખાધું છે. સ્નેહ, ભક્તિ, પ્રીતિ વગેરેનું તો નામ પણ રહ્યું નથી. જે જેના હાથમાં આવ્યું તે તરત ખાઈને પોતાનું પેટ ભરે છે ! અને આ બાળકની હાલત જોઉં છું તો એવી જણાય છે કે હવે વધારે વાર ખાવાનું નહિ મળે તો તે જરૂર મરી જશે, તોપણ કોઈ પણ રીતે અહીં બેસીને ખાવાનું તે કબૂલ કરતો નથી તેનું શું કારણ હશે ?" આવી રીતનો વિચાર કરીને તે બોલ્યો: "અરે છોકરા, તું કેમ અહીં ખાવા ચહાતો નથી ?

ત્યાં તારૂં કોણુ છે ?" ત્યારે તે બાળક એક લાંબો નિઃશ્વાસ લઇને રોઈ પડયો અને થોડીકવારે ધીરજ ધરીને કહેવા લાગ્યોઃ "આ દુકાળના પ્રથમ સમયમાં મારો બાપ અમને ખવરાવી શકાશે નહિ એવું સમજીને દુઃખથી જતો રહ્યો છે અને તે જીવતો છે કે નહિ તે પણુ અમે જાણુતાં નથી. અમો બે ભાઈ હતા. મારી માએ વાસણુકુસણુ વગેરે ઘરની સર્વ વસ્તુઓ વેચીને અમને ખવરાવ્યું. પછી જ્યારે કંઇ પણુ રહ્યું નહિ ત્યારે અમને સાથે લઈને ભીખ માગવા માંડી. તે રીતે જે કંઇ થોડું મળતું તેમાંથી પ્રથમ અમને ખવરાવતાં જે કંઈ બાકી રહેતું તે મા ખાતી. કોઇ કોઇ દિવસ તો તે કંઇ પણુ ખાતી નહોતી.

આવી રીતે કેટલાક દિવસ ગયા એટલામાં મા માંદી પડી તેથી તે હવે ભિક્ષા માગવા જઈ શકતી નથી. હું એકલો ભિક્ષા માગવા જતો હતો, પણુ જે કંઈ મળતું તેમાંથી ત્રણુ જણુનું પૂરૂં થતું નહોતું. હું ભિક્ષાને માટે બહાર જતો ત્યારે મારા નાના ભાઈની સંભાળ લેનારૂં કોઇ પણુ નહોતું. મા પીડાથી ઘણીખરી અસાવધ રહેતી હતી તેથી તે પણુ તેની ખબર લઈ શકતી નહોતી, તેથી ભાઈ ભૂખનો માર્યો ચારે બાજુએ ફરતો હતો. એક દિવસે હું ભિક્ષા માગીને ઘરમાં આવીને જોઉં છું તો તે મળ્યો નહિ. આ તરફ પેલી તરફ બધી જગ્યાએ શોધી વળ્યો, પણુ ક્યાંઈ તેનો પત્તા મળ્યો નહિ. પછી હું ચારે બાજુએ રોતો રોતો લોકોને મારા ભાઇની ખબર પૂછવા લાગ્યો તો જણાયું કે તે મરી ગયો છે. મારી મા આગળ આ વાત ન કરતાં તેને

મેં કહ્યું કે તેને એક માણસે દયા કરીને રાખ્યો છે માટે તું તેને માટે ફિકર કરીશ નહિ. મા તે વેળાએ પીડાના જોરમાં હતી તેથી જો મેં મારા ભાઈના મરવાના સમાચાર કહ્યા હોત તો તે મરી જાત. તેણે મારી વાત ખરી માની. હું તે દિવસે જે કંઈ ભિક્ષા લાવ્યો હતો તેમાંથી તેને બળજોરીથી ખવાડયું, તેથી તે કંઈક સારી થઈ અને વારંવાર મારૂં મુખચુમ્બન કરીને રોતી રોતી કહેવા લાગી: 'કે બેટા ! તું મારે માટે કેટલું કષ્ટ સહન કરીશ ! તારા ભાઇને જેણે રાખ્યો છે તે તને જો દયા કરીને રાખે તો તું ત્યાં જઇને રહે, મારા ભાગ્યમાં જે કંઈ થનાર હશે તે થશે, મારે માટે તું હવે ચિંતા કરીશ નહિ, અને આ દુર્બળ શરીરે ભિક્ષા માગવા પણ જઈશ નહિ.' માની આ વાત સાંભળીને જાણે મારી છાતી ચીરાઈ ગઈ હોય તેમ થયું.

આમ ગમે તે રીતે દિવસ જતા; પણ આજે ઘરમાં કંઈ પણ ખાવાનું નથી. હું ઘણા વખત સુધી ફર્યો પણ ક્યાંયથી એક મૂઠી ભાત મળ્યો નથી. જો આપ દયા કરીને મને ભાત આપો તો હું તે ઘેર લઈ જઈને મારી માને ખવરાવું. મેં પણ કાલનું કંઇ ખાધું નથી, પરંતુ મારી મા એવી દુ:ખી છે કે તેને જો આજે ખાવાનું નહિ મળે તો તે નિશ્ચય મરી જશે. માના સિવાય મારૂં બીજું કોઈ નથી.

આટલું બોલતાં બોલતાં તે છોકરાનો ચહેરો ફેરવાઈ ગયો, આંખો ઉપર ચડી ગઈ, અને તે તરફડીને જમીન ઉપર પડયો. પેલો ગૃહસ્થ આ બાળકની અદ્‌ભુત માતૃભક્તિની વાત સાંભળીને તથા તેની આવી અવસ્થા જોઇને

જલદીથી કંઇ ખાવાનું લેવા માટે ઘરમાં ગયો અને લઈ આવીને જુવે છે તો તે બાળકનો જીવ નિકળી ગયેલો દીઠો.

---

## (૧૪) માની દવા કરાવવા સારૂ ભીખ માગનાર છોકરો.

જર્મનીના રાજા બીજા જૉસફની એવી રીતિ હતી કે તે સાધારણ પોશાક પહેરીને રાજધાનીની ખબર કાઢવા એકલો ચાલતો જતો હતો. એક વેળાએ એક ગરીબ છોકરો તેનો ગંભીર અને દયાવાળો ચહેરો જોઇને એકદમ તેની પાસે આવ્યો. તે છોકરો તેને રાજા તરીકે ઓળખતો નહતો; પણ તે સાધારણ ધનવાન માણસ છે એમ ધારીને તેની પાસે જઈ રોતી આંખે દયા ભરેલા વચનથી બોલ્યો: "સાહેબ! આપ મહેરબાની કરીને મને કંઈ પૈસા આપો." રાજા ઘણુજ દયાળુ સ્વભાવનો હતો, તેથી તે છોકરાનો દયામણો ચહેરો જોઇને તેનું અંતઃકરણ પીગળ્યું, અને તે બોલ્યો: "હે છોકરા! તારો ચહેરો અને ભીખ માગવાની રીતિ જોઇને મને લાગે છે કે તેં થોડા દહાડાથીજ ભીખ માગવાનો આરંભ કર્યો છે."

આ વાકય સાંભળતાંજ છોકરાએ કહ્યું: "સાહેબ! મેં આની પહેલાં કદિપણ કોઇની પાસે ભીખ માગી નથી. અમારી હાલત ઘણી ખરાબ થઈ છે તેથી કરીને આજેજ હું ભીખ માગવા આવ્યો છું. થોડા દહાડા ઉપર મારો બાપ મરી ગયો છે. અમને મદદ કરનાર કોઈ નથી અને પેટ ભરવાનો કંઈ પણ ઉપાય નથી. અમે બે ભાઈઓ છીએ તેમાં હું મોટો છું. અમારી મા છે, તે ઘણી માંદી થયાથી પથારીમાં

પડેલી છે.” આ સાંભળીને રાજાએ પૂછ્યું: “તારી માનું ઔષધ કોણ કરે છે?” છોકરે કહ્યું: “સાહેબ! તે ઔષધ સિવાય પડી રહી છે; વૈદ્યને આપવાના તથા ઔષધ લેવાના પૈસા નથી તેથીજ હું ભીખ માગવા આવ્યો છું.”

તે ગરીબ છોકરાને મોઢેથી તેની હાલતનું આવું વર્ણન સાંભળીને રાજાના હૃદયમાં ઘણીજ દયા આવી. પછી તેણે દિલગીર થઈ લાંબો નિશ્વાસ નાખીને તે બાળકના ઘરનું ઠેકાણું પૂછી લીધું અને તેના હાથમાં કેટલાક રૂપીઆ મૂકીને કહ્યું: “જલદીથી તારી માને માટે ડૉકટરને તેડી જા, કોઈ પણ ઠેકાણે જરાએ ખોટી થઈશ નહિ.” આ પ્રમાણે રૂપિયા મળ્યાથી તે છોકરો ખુશી થતો વૈદ્યને બોલાવવા માટે દોડતો ગયો.

બીજી તરફ રાજા શોધતો શોધતો તે બાળકને ઘેર ગયો, ત્યાં જઈને જોતાંજ તેણે જાણી લીધું કે બાળકે જેવું વર્ણન કર્યું હતું તેના કરતાં પણ તેઓની હાલત વધારે ખરાબ છે. તેણે જોયું કે તેની મા પથારીમાં સૂતી છે અને તેનો એક નાનો છોકરો ઘણોજ શોકાતુર થઈને તેની પાસે બેસીને રૂવે છે. પછી રાજાએ તે માંદી સ્ત્રીની પાસે જઈ “હું વૈદ્ય છું” એમ કહીને **ઘણીજ દયાળુ રીતે મૃદુ વચનથી** તેના મંદવાડની સર્વ હકીકત પૂછી લીધી.

રાજાનો દયાળુ સ્વભાવ જોઈને અને કોમળ વચન સાંભળીને તે બાયડીએ કહ્યું: “સાહેબ! કેટલા દહાડાથી હું રોગી છું ખરી; પરંતુ રોગના કરતાં દુર્દશાથી હું વધારે માંદી થઈ છું. મારી ખરાબ હાલત વિષે આપને શું કહું?

થોડા દિવસ થયાં મારો ધણી મરી ગયો છે. જે કંઇ રાખ્યું હતું તે સર્વ અમુક વેપારીએ દેવાળું કાઢવાથી જતું રહ્યું છે. મારે બે છોકરા છે, તે ઘણાજ નાના છે; તેઓનું પાલન પોષણ કરવાનો કંઈ પણ ઉપાય નથી. વળી હું ઘણી માંદી છું અને પૈસા ન હોવાથી ઔષધ લઈ શકતી નથી, તેથી જલદીથી મરણ પામીશ, અને એમ બનશે ત્યારે મારા બે નાના છોકરાનું શું થશે તે વિચારથી હું ઘણીજ ચિંતાતુર થઇ છું. મોટો છોકરો મારા ઉપર ઘણોજ પ્રેમ રાખે છે ને તે મારી દવા દારૂને માટે પૈસા મેળવવા સારૂ ગયો છે."

આ અનાથ કુટુંબની આવી ખરાબ હાલત સાંભળીને રાજા ઘણોજ અફસોસ કરવા લાગ્યો, અને આંસુ ભરેલી આંખથી બોલ્યો: "તમે ગભરાશો નહિ. તમારી આવી હાલત વધારે દિવસ રહેનાર નથી. જલદીથી તમારો રોગ દૂર થશે અને પૈસા પણ મળશે. હવે તમે મને એક કાગળનો કકડો આપો એટલે તમારી હાલત પ્રમાણે તમને ઔષધ લખી આપું" તે સ્ત્રીના ઘરમાં કાગળ નહોતો તેથી તેણે પોતાના મોટા છોકરાની વાંચવાની ચોપડીના પૂંઠા પછવાડેનું પાનું ફાડીને તેના હાથમાં આપ્યું. રાજાએ તે કાગળનું પાનું લઈ તે ઉપર જે લખવું હતું તે લખી ટેબલ ઉપર મૂકીને તે સ્ત્રીને કહ્યું: "મેં જે ઔષધ આપવા લખ્યું છે એથી તમે સંપૂર્ણ આરોગ્ય થશો." આટલું કહીને તે ત્યાંથી જતો રહ્યો.

રાજા બહાર નીકળ્યા પછી થોડીવારે તે દુ:ખી બાઇનો મોટો છોકરો વૈદ્યને જોડે લઇને ઘરમાં આવ્યો અને ખુશી

થતો માને કહેવા લાગ્યો: "મા ! તું હવે ગભરાઈશ નહિ, મને રૂપીઆ મળ્યા છે અને ડૉક્ટર પણ લાવ્યો છું." પુત્રને ખુશી થતો જોઇને માની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેણે તે છોકરાને પાસે બેસાડીને તેનું મુખચુંબન કર્યું અને કહ્યું: "બેટા ! તારો યત્ન અને આતુરતા જોઇને મારી ખાત્રી થાય છે કે તું મને ઘણોજ ચાહે છે. જગદીશ્વર તને વધારે સુધારે." આમ કહીને પછી તે બોલી: "તું ડૉક્ટરને નહિ લાવ્યો હોત તોપણ ચાલત; કારણ કે હમણાંજ એક ડૉક્ટર આવ્યો હતો, તેણે કાગળના કડકાપર ઔષધ લખી આપ્યું છે અને તે કાગળ ટેબલ ઉપર મૂક્યો છે. તે ઘણોજ દયાળુ હતો. મને ઘણું સમજાવીને અને હિમ્મત આપીને તે હમણાંજ જતો રહ્યો છે."

આ સાંભળીને જે ડૅાક્ટર છોકરાની સાથે આવ્યો હતો તેણે પેલી બાયડીને કહ્યું: "જો તમને હરકત ન હોય તો તેણે શું દવા લખી આપી છે તે હું જોઉં." તે સાંભળીને તે સ્ત્રીએ કહ્યું: "મને કંઈ પણ હરકત નથી, તમે ખુશીથી જુઓ." પછી ડૅાક્ટરે કાગળ હાથમાં લઈ જોયો અને તેમાં રાજાના હાથની સહી જોઇને આશ્ચર્ય પામતાં બોલ્યો: "બાઇ ! આજ તમારા સૌભાગ્યનો દિવસ સમજવો. મારી પહેલાં જે માણસ આવ્યો હતો તે બીજી જાતનો ડૅાક્ટર હતો. તેણે તમને જે ઔષધ આપવાનું લખ્યું છે તેનાથી ઉત્તમ ઔષધ આપવાની મારામાં શક્તિ નથી. તેની દવાથી જેવું તમારૂં ભલું થશે તેવું ભલું મારી દવાથી થનાર નથી. વધારે શું કહું ? આજથી તમારી દુર્દશા દૂર થઈ. જે

તમારે ઘેર આવ્યો હતો તે ડૉકટર અથવા સાધારણ માણસ નહોતો, પણ જર્મનીનો બાદશાહ પરમ દયાળુ બીજો જૉસફ હતો. તે તમારી દુર્દશા જોઇને શોકગ્રસ્ત થયો છે અને આ કાગળમાં ઘણા રૂપીઆ આપવાનો હુકમ લખી ગયો છે." આ સાંભળીને તે સ્ત્રી અને તેના છોકરાના અંતઃકરણમાં જે ભાવનો ઉદય થવા લાગ્યો તે ભાવનું વર્ણન કરી શકાય એમ નથી. તેઓ બધાં બાદશાહની દયા અને સૌજન્યતાનું આશ્ચર્યકારક દ્રષ્ટાંત જોઇને મોહિત થયાં અને કેટલીક પળ સુધી સ્તબ્ધ થઇ રહ્યાં. પછી આંસુ ભરેલી આંખથી અને ગદ્ગદ્ વચનથી તેઓ પ્રભુની પાસે તેના અચળ રાજ્ય અને લાંબા આયુષ્યની પ્રાર્થના કરવા લાગ્યાં. આવા અણધારેલા લાભથી તે બાયડી જલદીથી સારી થઇ અને સુખથી તથા આનંદથી દિવસ ગુજારવા લાગી. જુઓ, પેલા છોકરાની મા ઉપરની પ્રીતિથી બધાને કેવું સુખ મળ્યું! **તે પોતાની માને સારી કરવા માટે લોકોની પાસે ભીખ માગવા ગયો હતો તેનું કેવું ફળ નિપજ્યું! સારાનો ઈશ્વર મદદગાર છે એ કહેવત ખરી છે તે તમે જોયું!**

---

## (૧૫) માતાને માટે કપડાં વેચનાર બાળકી.

જર્મનીનો રાજા બીજો જૉસફ એક દિવસે રાજ્યની ચર્ચા જોવા માટે રસ્તામાં એકલો ફરતો હતો, તે વેળાએ એક ગરીબ છોકરી તે રસ્તા ઉપરથી પોતાનાં કપડાં વેચવા જતી હતી. તે છોકરી રાજાને નહિ ઓળખ્યાથી તેના ઉપર

નજર ન કરતાં ચાલી જતી હતી; પરંતુ રાજાએ તેનું મુખ જોઇને સમજી લીધું કે આ છોકરી ઘણીજ દુર્દશામાં પડેલી છે, તેથી તેને પોતાની પાસે બોલાવીને મીઠા વચનથી પૂછ્યું: "હે છોકરી ! શા વાસ્તે તારો ચહેરો ફીક્કો અને ઉદાસ લાગે છે, તે કહે."

આવા સ્નેહના બોલ સાંભળીને તે છોકરી ઉભી રહી અને કહેવા લાગી: "સાહેબ ! થોડા દિવસ થયાં મારો બાપ મરી જવાથી અમારી હાલત એવી થઈ છે કે દિવસ ગાળવા બહુ દોહેલા જણાય છે. **મારી મા બીમાર છે, તેના ખોરાક અને ઔષધને માટે બીજો કંઈ પણ ઉપાય નહિ જોઈ શકયાથી આ મારાં કપડાં વેચવા જાઉં છું.** મારી પાસે હવે બીજાં કપડાં નથી. આ કપડાં વેચ્યાથી આજ તો જેમ તેમ ચાલશે, પણ કાલે શું કરીશું એની ચિંતા રહે છે. મને તો એમ લાગે છે કે મારી માને ખોરાક અને ઔષધ સિવાય જીવ છોડવો પડશે.

આટલું બોલતાંમાં તો તે છોકરીની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં, તેથી થોડીવાર મુંગી રહીને પછી શોક સમાવીને કહેવા લાગી: "સાહેબ ! જો આ રાજ્યમાં ન્યાય હોત તો કદિ પણ અમારી આવી દશા થાત નહિ. મારા બાપ ઘણાં વર્ષથી લશ્કરી નોકરીમાં હતા, અને તે ઘણાજ યત્ન અને ઉત્સાહની સાથે કામ કરતા હતા. જો બાદશાહ ન્યાયી હોત તો તેમને કંઇ સારૂં ઇનામ મળી શકત: પરંતુ ઇનામ આપવું તો એક બાજુએ રહ્યું, પણ

જ્યારે તેઓ વૃદ્ધ અને કામ કરવાને અશક્ત થયા ત્યારે પણ બાદશાહે કશી ખબર લીધી નહિ. તેઓએ પૈસા વિના આખર ઉમ્મરે ઘણું દુ:ખ સહન કરીને જીવ છોડયો છે."

બાદશાહ આ વાત સાંભળીને ઘણોજ દુ:ખી થયો અને તેને ધીરજ આપવા માટે બોલ્યો: "બહેન! તું બાદશાહના ઉપર જે દોષ મૂકે છે તે હું ધારૂં છું કે ખરો નથી. તેમના ઉપર તમારૂં કાંઇ લેણું છે એ વાત તે કદિ પણ જાણતા નહિ હોય. હમ્મેશાં તેમને રાજકાર્યમાં ગુંથાઇ રહેવું પડે છે. તારા બાપની માઠી દશા વિષે તેઓને જણાવ્યું હોત તો જરૂર તેઓ વિચાર કરત. હમણાં હું તને સલાહ આપું છું કે તારી બધી હકીકત લખીને તેઓની પાસે અરજી મોકલ."

આ બોલ સાંભળીને છોકરીએ કહ્યું: "સાહેબ! તમે અરજી મોકલવાની સલાહ આપો છો ખરા; પણ તેનાથી કંઇ પણ લાભ મળવાની આશા હું રાખતી નથી. અમને મદદ કરનાર કોઈ નથી. અમારા જેવા ગરીબની વતી વાત કહે એવા માણસો હું જોઈ શકતી નથી. **જો અમારી પાસે પૈસા હોત તો ઘણાજ અમારા સગા અને મિત્ર થાત.** અમારા જેવા માણસની અરજ રાજાના કાન ઉપર પડવી એ બહુજ મુશ્કેલ છે." આ સાંભળીને રાજાએ કહ્યું: "તું તેને માટે ફિકર કરીશ નહિ. બાદશાહની જોડે મારે ઘણો સારો સંબંધ છે, તેથી હું વચન આપું છું કે મારાથી બનશે તેટલું કરીને હું તને મદદ અપાવીશ. મને એમ પણ લાગે છે કે તને હું યોગ્ય ઇન્સાફ અપાવી શકીશ."

આમ કહીને રાજાએ તે છોકરીના હાથમાં કેટલાક રૂપીઆ મૂકીને કહ્યું: "તારે તારાં કપડાં વેચવાની હવે જરૂર નથી. હમણાં તું ઘેર જા અને બે દિવસ પછી કચેરીમાં આવીને મને મળજે, એટલામાં હું તારા માટે યત્ન કરીશ અને કેટલું કર્યું છે તે તને જણાવીશ. તું જરૂર ત્રીજે દિવસે મને મળજે." આટલું કહ્યા પછી રાજાએ તેના બાપનું નામ પૂછી લીધું અને તેને ધીરજ આપીને ચાલ્યો ગયો.

પોતાની સાથે વાત કરનાર પુરૂષની આવી દયા અને અસાધારણ ભલાઇ જોઇને તે છોકરી બહુજ આશ્ચર્ય પામી, અને આનંદથી ખુશી થઈને આંસુ ભરેલી આંખથી થોડીવાર તેની તરફ જોઈ રહી. પછી જ્યારે તે દેખાતો બંધ થયો ત્યારે તે ઘર તરફ પાછી વળી, અને ઘેર જઈને પોતાની માની આગળ બધી હકીકત કહી.

રાજા કચેરીમાં જઇને તે લશ્કરી માણસની નોકરી વિષે તપાસ કરવા લાગ્યો તો તેને માલમ પડયું કે છોકરીએ જે જે કહ્યું હતું તે સઘળું ખરૂં હતું. તે છોકરી અને તેની મા વગર કારણે આટલા દિવસથી દુઃખ ભોગવે છે અને તેના બાપે પણ આખરની અવસ્થામાં નાહક દુઃખ ભોગવીને પ્રાણત્યાગ કર્યો છે, એ વાત યાદ કરીને તે ઘણોજ દુઃખી થયો; અને વખત ન લગાડતાં તે મા દીકરી બન્નેને કચેરીમાં બોલાવીને તે છોકરીના બાપને જેટલા રૂપીઆનો મહીનો મળતો હતો તેટલા રૂપીઆ પેન્શનના દરમાસે આપવાનો હુકમ કર્યો. જ્યારે તે મા દીકરી કચેરીમાં

ગયાં ત્યારે રાજાએ તેઓને નમ્રભાવથી કહ્યું: " **વખતસર પેન્શન નહિ મળ્યાથી તમને ઘણું દુઃખ વેઠવું પડયું છે એને માટે હું તમારી પાસે માફી માગું છું.** તમે વિચાર કરીને જોશો તો જણાશે કે મેં જાણી જોઇને તમને દુઃખ દીધું નથી. તમારી ઓળખાણના બીજા કોઈ માણસને પણ જો આવું દુઃખ થતું હોય તો તેઓને અરજ કરવાનું કહેજો. "

આવું કહીને રાજાએ તેઓને જવાની રજા આપી, અને ત્યારથી રાજાએ અઠવાડિયામાં અમુક દિવસે પ્રજાની સાથે મળવાનો અને જેને જે કંઇ કહેવું હોય કે ફરીયાદ કરવી હોય તે સાંભળવાનો નિશ્ચય કર્યો. જુઓ, આ છોકરીનો તેની મા ઉપર કેવો પ્રેમ હતો! **તે પોતાનાં કપડાં વેચીને પણ માનું દુઃખ દૂર કરવાને જતી હતી, તો ઈશ્વરે તને કેવી મદદ કરી તે તમે જોયું! તમે પણ સારાં કામ કરશો તો તમને પણ એજ પ્રમાણે ઈશ્વર મદદ કરશે એ નક્કી સમજવું.**

---

## (૧૬) કાકાના મરણક્રિયા માટે દુઃખ વેઠનારી ભત્રિજી.

પારિસ શહેરમાં એક માણસ ઘણોજ ગરીબ હતો. તે ઘણી મુશ્કેલીથી પોતાનો ગુજારો કરતો હતો. સુઇઝેલ નામની એક જુવાન ભત્રિજી સિવાય તેને બીજું કોઈ સગું નહોતું. તે ભત્રિજી ઘણી સુશીલ અને સારા સ્વભાવની હતી અને પોતાના કાકાને બહુજ ચાહતી હતી. ઘણી ગરીબાઈ હોવાને લીધે કાકાનું જેવું જોઇએ તેવું ભરણ-

પોષણ તે કરી શકતી નહોતી. તે એક ગૃહસ્થના ઘરમાં ચાકરડીનું કામ કરીને પોતાનો ગુજારો કરતી, અને જે કંઇ થોડા પૈસા મળતા તેમાંથી થોડા કાકાને આપતી અને ઘણાજ થોડા પૈસા પોતાનાં કપડાંને માટે બચાવી રાખતી.

થોડા સમયમાં એ છોકરીનું લગ્ન થવાનો દિવસ નક્કી થયો. સઘળી તૈયારી કરી હતી, પણ લગ્નને બે ત્રણ દિવસ બાકી હતા એટલામાં તેનો કાકો મરી ગયો. તેને દાટવા તથા મરણક્રિયા કરવા માટે પૈસા જોઈએ તે પોતાની પાસે નહોતા, તેથી સુઇજેતે પોતાના થનારા વરને કહ્યું કે "મારા કાકાનું મરણ નિપજ્યું છે, તેને દાટવાની ક્રિયા કરવા માટે કાંઈ પણ પૈસા નથી. લગ્નનો પોશાક લેવા માટે જે કંઈ મેં બચાવી રાખ્યું છે તેના સિવાય મારા હાથમાં એક પાઈ પણ નથી. હમણાં તે પૈસાથી તેની દાટવાની ક્રિયા કરીશ અને પછી ફરી પૈસા એકઠા કરીને પોશાક ખરીદીશ, માટે હમણાં કેટલાક દિવસથી સુધી આપણે લગ્ન કરવાનું બંધ રાખવું પડશે." સુઈજેત જે ઘરમાં કામ કરતી હતી તે ઘરની ધણીઆણી તેની વાત સાંભળીને મશ્કરી કરવા લાગી અને બોલી: "તારા કાકાને દાટવાની ક્રિયા ગમે તેવી રીતે થાઓ, પણ તેને લીધે લગ્ન રોકવાં એ કોઈ રીતે ઠીક નથી. મારી સલાહ તો એ છે કે મુકરર કરેલા દિવસે લગ્ન થવાંજ જોઇએ." પણ સુઇજેતે તેની સલાહ માની નહિ. તેણે કહ્યું કે "**નિયમ પ્રમાણે કાકાને દાટવાની ક્રિયા વિના હું કદિ પણ લગ્ન કરવાની નથી.** જો હું લગ્ન કરૂં તો મારા જેવી પાપી બીજી કોઇ કહેવાય

નહિ અને જો તેને લીધે મારાં લગ્ન નહિ થાય તો તેને માટે હું દુઃખી થઇશ નહિ."

આ પ્રમાણે ઘણો વાદવિવાદ થયો. સુઇજેતની શેઠાણી અને તેનો ભવિષ્યનો ભર્તાર બન્ને મુકરર દિવસે લગ્ન કરવાનું કહેતાં હતાં; પણ તેણે પોતે કોઇપણ રીતે હા પાડી નહિ. આખરે શેઠાણીએ ગુસ્સે થઇને તેને પોતાની ચાકરીમાંથી કાઢી મૂકી અને વરે પણ લગ્ન કરવાની ના પાડી; પણ તેથી સુઇજેત કોઇ રીતે દુઃખી થઇ નહિ. તરત તે ત્યાંથી નિકળી અને કાકાના ઘરમાં જઇને દાટવાની ક્રિયા કરાવવાની તજવીજ કરવા લાગી.

નિયમ પ્રમાણે દાટવાની ક્રિયા થઇ રહ્યા પછી સુઇજેત એકાંતમાં બેસીને કાકાના શોકમાં વિલાપ અને ખેદ કરતી હતી, એટલામાં એક ખુબસુરત, સારા સ્વભાવનો અને જુવાન માણસ ત્યાં આવ્યો. એ ઘણા દિવસથી સુઇજેતને ઓળખતો હતો. જે કામને માટે સુઇજેતને નોકરીમાંથી કાઢી મૂકી અને તેનું લગ્ન ટૂટી ગયું તે સાંભળીને તે તેના ઉપર ઘણોજ રાજી થયો હતો. એ ઘણો પૈસાદાર હતો. તેણે લગ્ન કર્યું નહોતું તેથી સુઇજેતની જોડે લગ્ન કરવાનું નક્કી કરીને તેને પોતાના ઘરમાં લઇ જવા માટે તે આવ્યો હતો.

સુઇજેત તે માણસને બહુજ સારા સ્વભાવના પૈસાદાર તરીકે જાણતી હતી. તેને એકાએક આવેલો જોઇને શોકને દબાવીને તે ઉભી થઇ. પછી તે માણસ જરા હસીને મીઠા વચનથી બોલ્યો: "સુઇજેત! મેં સાંભળ્યું

છે કે તમને નોકરીમાંથી કાઢી મૂક્યાં છે; અને લગ્નનો સબંધ તૂટી ગયો છે. જો તમને કંઇ હરકત નહિ હોય તો હું તમારી જોડે લગ્ન કરવા તૈયાર છું." સુઇજેત આ સાંભળીને બહુ આશ્ચર્ય પામીને બોલી: "સાહેબ! તમે મોટા માણુસ છો, હું ઘણી ગરીબ છું; તમે મારી જોડે લગ્ન કરશો એ કદિ પણ સંભવતું નથી. તમે મારી મશ્કરી કરો છો. આવી શોકની અને દુઃખની વેળાએ મશ્કરી કરવી તમને ઘટિત નથી."

આ વાત સાંભળીને તે જુવાને કહ્યું: "હે ભલી છોકરી! ધર્મને સાક્ષી કરીને કહું છું કે હું મશ્કરી કરતો નથી; હું એટલો નિર્દય અને એટલો અધમ નથી કે તારા જેવી ગુણવન્તી સ્ત્રીના શોકમાં અને દુઃખમાં દુઃખી ન થતાં મશ્કરી કરૂં. તમે એક પળને માટે પણ એવું ધારશો નહિ. તમે જાણો છો કે મારૂં લગ્ન થયું નથી, હવે મેં લગ્ન કરવાનું નક્કી કર્યું છે અને લગ્ન કરવું હોય તો તમારા જેવી ગુણવાન સ્ત્રી ક્યાંથી મળે?"

આ સર્વ વાત સાંભળીને સુઇજેતે કહ્યું: "નહિ સાહેબ! તમે જે કહ્યું એ સાંભળીને હવે મને મશ્કરી જણાતી નથી. તમે મારી સાથે લગ્ન કરશો તો મારે માટે એ મોટા સૌભાગ્યનો વિષય થશે; પણ તમે સર્વ માણસોમાં ધિક્કારને પાત્ર થશો અને સૌ તમારી મશ્કરી કરશે, એટલા માટે તમારા પોતાના ભલાને સારૂ તમારે મારી સાથે લગ્ન કરવું તે સારૂં નથી." આ સાંભળીને તે જુવાન હસતે મ્હોડે કહેવા લાગ્યો: "જો કેવળ આજ તમારી રોકાણ હોય તો તેને

માટે વિચાર કરવો નહિ. હવે ઉઠો, અહીં વખત ગુમાવવાની જરૂર નથી; મારી મા તમારે માટે વાટ જોતી બેઠી છે."

સુઇજેતનો કાકો એક બિલાડીને ઘણોજ ચહાતો હતો. એ બિલાડી મરી ગયા પછી તેણે એનું ચામડું લઇને તેની બિલાડીની આકૃતિ કરી પોતાના બિછાના ઉપર રાખી હતી. જવાની વેળાએ સુઇજેતે કહ્યું: "હું મારા કાકાને ઘણીજ ચ્હાતી હતી; તેના સ્મરણને માટે હું આ બિલાડીની આકૃતિ લઇ આવીશ." એમ કહીને તે ઉપાડવા જાય છે તો તેમાં ઘણો ભાર જણાયો, તે જોઇને સુઇજેત બહુ આશ્ચર્ય પામી. પછી પેલા જુવાન માણસે અજાયબ થઇને તેના વજનનું કારણ જાણવા માટે બિલાડીનું ચામડું ઉખેડયું તો તેમાંથી મોહોરો પડવા લાગી! સુઇજેતનો કાકો ઘણોજ કંજુસ હતો. ખાવા ઓઢવાનું દુઃખ વેઠીને એક હજાર મોહોરો એકઠી કરી રાખી હતી. હમણાં તેનું એકત્ર કરેલું ધન તેની ભલી ભત્રિજીને પોતાના ઉત્તમ ગુણના ઈનામરૂપે મળ્યું.

---

## (૧૭) માબાપના ભલાને માટે ઘણું દુઃખ વેઠનારી છોકરી.

રૂશિયાના સેન્ટપિટર્સબર્ગ શહેરમાં લકુલપ નામનો એક પ્રતિષ્ઠિત માણસ રહેતો હતો. કોઈ કારણથી રાજાની તેના ઉપર ઈતરાજી થઈ; તેથી તેને કુટુમ્બની સાથે સાઇબિરીયાના જંગલમાં દેશનિકાલ કર્યો. તે જંગલમાં લોકોને રહેવાની ઘણી થોડી જગ્યા છે અને સખત તાપ પડે છે, તેમજ ત્યાં કામ પણ વધારે કરાવે છે. એ જંગલમાં ઘાતકી

જનાવરો બહુ રહે છે. લકુલપ પોતાનું ધન, જન્મભૂમિ અને સગાં વ્હાલાંથી વિખૂટો પડીને પોતાની બાયડી અને એક કન્યાને લઇને એ સ્થાનમાં રહેવા લાગ્યો. એની છોકરીનું નામ પ્રાસ્કોવિયા હતું. દેશનિકાલની વેળાએ તે ઘણી નાની ઉમ્મરની હતી. ધીરે ધીરે જ્યારે તેની ઉમ્મર પંદર વર્ષની થઈ ત્યારે એક દહાડો માબાપને દુઃખી જોઇને તે ઘણી દુઃખી થઈ અને તેનું કારણ પૂછ્યું. તેની માએ પોતાની આગલી હાલત અને રાજાની ઇતરાજી વિષે વાત કહી. પ્રાસ્કોવિયા માને મોઢેથી સઘળી હકીકત સાંભળીને ઘણીજ દુઃખી થઈ અને મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગી. તે પછી પોતાની માતાને તેણે નમ્રતાપૂર્વક કહ્યું કે: “માતા! હું બાદશાહની પાસે જઇને તમને છોડાવવાની અરજ કરવા ઈચ્છું છું. મને જવાની રજા આપો.” તેનાં આવાં હિંમત ભરેલાં વાક્યોથી તેનાં માબાપે તેને પહેલાં તો જવાની રજા આપી નહિ; પરંતુ જ્યારે તે બહુ પાછળ લાગી ત્યારે છેવટે તેને જવાની રજા આપી, તેથી પ્રાસ્કોવિયાએ જવાની તૈયારી કરવા માંડી. તે સારા સ્વભાવની અને ધર્મપરાયણ હતી. પોતાને ઘણે છેટે પૈસા વિના એકલું જવાનું છે, તેથી દુઃખભંજન દયાળુ પરમેશ્વરની પ્રાર્થના કરી તેના ઉપર સંપૂર્ણ આધાર રાખીને પિતામાતાને પ્રણામ કરીને જવા નીકળી. માર્ગમાં તેને જે જે દુઃખ વેઠવાં પડ્યાં હતાં તેનું વિસ્તારથી વર્ણન લખવામાં આવે તો તે ઘણું લાંબું થઈ જાય, માટે તેમાંથી ફક્ત એકજ દુઃખનો પ્રસંગ લખવામાં આવે છે; જે પરથી માબાપનો છુટકારો કરવામાં તેણે કેટલું દુઃખ વેઠયું હશે તેનો કંઇક

ખ્યાલ આવશે. એક વેળાએ તે જંગલમાં ચાલતી ચાલતી જતી હતી; એટલામાં તેણે એક ઝાડ ઉખડીને પડતું જોયું તેથી તે ભયભીત થઇને જંગલમાં ચાલી ગઈ, અને ત્યાં રાત્રિ પડી જવાથી એક ઝાડ નીચે સૂઇ રહી. બીજે દહાડે તેજ જગ્યાપરથી એક ગાડી જતી હતી, તેમાં બેસનારાઓને દયા આવ્યાથી તેમણે પોતાની ગાડીમાં તેને બેસાડીને બીજે ગામ લઇ જવાની ઇચ્છા જણાવી, તેથી તે ગાડીમાં બેઠી; પરંતુ ગાડીમાંથી ઉતરતી વેળાએ પ્રાસ્કોવિયા કીચડમાં પડી ગઈ. તે બે દિવસની ભૂખી હતી તેથી તે ગામમાં ભીખ માગવા લાગી, પણ કોઇએ કંઇ આપ્યું નહિ. ઉલટા લોકો ચોર ધારીને તેને હાંકી મૂકવા લાગ્યા અને કેટલાક તો મારવા પણ લાગ્યા.

ઉપર પ્રમાણે અપમાન સહન કરીને તે એક દેવળ તરફ ગઇ. દુર્ભાગ્યે તેનો દરવાજો પણ બંધ હતો. શું કરવું, કયાં જવું ? એનો તે વિચાર કરવા લાગી. ભૂખ અને તરસ કકડીને લાગી હતી, તેથી બંધ બારણા આગળ બેઠી, ત્યાં પણ બિચારીને ગામના છોકરા આવીને મારવા લાગ્યા, અને ચોર ચોર કરીને બૂમો પાડવા લાગ્યા. છોકરી ઘણી નિરૂપાય થઈ, તે વેળાએ તે સર્વ દુઃખના ટાળનાર પરમેશ્વરની સ્તુતિ કરવા લાગી. અહા ! કેવું આશ્ચર્ય ! તે વેળાએ એક દયાળુ સ્ત્રી તેની પાસે આવી અને તેણે ખાવાની વસ્તુ અને લુગડાં આપ્યાં તથા તેને પોતાને ઘેર લઇ ગઇ. ત્યાર પછી થોડા દિવસ વિસામો લઇને પાછી પોતાનું કામ કરવાને નિકળી. રસ્તામાં જતાં એક જંગલી કૂતરાનું ટોળું

મળ્યું. કૂતરાં તેને કરડવા માટે દોડયાં; પરંતુ પરમેશ્વરની કૃપાથી ત્યાં એક મુસાફર આવી ચડયો તેણે કૂતરાંના મ્હોંમાંથી તેને બચાવી. ત્યાર પછી તે આગળ ચાલવા લાગી. એ પ્રમાણે ઘણાક દિવસ માર્ગમાં જાતજાતની વિપત્તિ વેઠતી ચાલી; એટલામાં શિયાળાની ઋતુ બેઠી. યૂરોપમાં શિયાળામાં ઘણીજ ટાઢ પડે છે અને બધી ધરતી બરફથી ઢંકાઇ જાય છે. તેની પાસે ગરમ કપડાં નહોતાં તેથી તે ઘણું દુ:ખ પામવા લાગી. તે વેળાએ ઈશ્વરની કૃપાથી કેટલાંક માણસો ગાડીમાં બેસીને જતાં હતાં. તેઓએ તેને ગાડીમાં બેસાડીને ચામડાનો કોટ આપ્યો. ત્યાર પછી થોડા દિવસમાં તે માંદી પડી, તે વેળાએ દયાળુ માણસોએ તેની માવજત કરી. ત્યારબાદ તે ચાલવા લાગી. એક વર્ષે ઘણાં ઘણાં દુ:ખો સહન કરીને અન્તે સેન્ટપિટર્સબર્ગમાં આવી પહોંચી. રસ્તામાં એક ભલી બાઈએ રાણીને મળવાની તદબીર કરી આપી હતી. લાગ જોઇને રાણીને મળી. રાણીને પોતાના બાપની બધી હકીકત કહી અને પોતે તેને છોડાવવાને માટે આટલા દૂરથી આવી છે તે કહ્યું; તેથી રાણી તેના આવા સદ્ગુણો જોઇને ઘણીજ ખુશી થઈ અને તેના ઉપર માયા બતાવી. રાણી તેને બાદશાહની પાસે લઇ ગઈ, બાદશાહે પ્રાસ્કોવિયાને મોઢે તેની પોતાની બધી હકીકત સાંભળી અને તે ઘણો ખુશી થયો તથા તેની ઘણી તારીફ કરવા લાગ્યો. પછી તરત તેના બાપને છોડી દેવાનો હુકમ આપ્યો; અને છોકરીને થોડુંક ધન આપીને વિદાય કરી. લકુલપને આવવાનો હુકમ મળ્યાથી

તે પોતાની સ્રીની જોડે પાછો સેન્ટપિટર્સબર્ગમાં આવ્યો; પણ પોતાની કન્યાને વધારે દિવસ જીવતી તે જોવા પામ્યો નહિ; કારણ કે તે ઘણીજ થાકી ગઇ હતી તથા દુર્બળ થઇ ગઇ હતી તેથી તે થોડા દિવસમાંજ મરણ પામી.

છોકરીએ મહેનતથી પોતાના માબાપનું દુ:ખ દૂર કરતાં પ્રાણ ત્યાગ કર્યો. આનુંજ નામ ખરી માબાપ ઉપરની માયા છે.

---

## (૧૮) માબાપનો પ્રાણ બચાવવા પોતાના દાંત વેચવા જનારી છોકરી.

ઇસ્વીસન ૧૭૮૩ ના શિયાળાની ઋતુમાં ન્યૂયોર્કના પ્રગણામાં મોટો દુકાળ પડયો હતો તેથી ઘણાં માણસો મરણ પામતાં હતાં. તેમાંનાં બે વૃદ્ધ સ્રીપુરૂષ પ્રાણ જવાની તૈયારીમાં આવી પડયાં હતાં. તેઓની એક નાની દીકરી હતી. તે છોકરી કેટલીક જાતની મહેનત-મજૂરી કરીને થોડુંક કમાતી હતી અને તેઓનું ગુજરાન કરતી હતી; પરંતુ ધીરે ધીરે તે દુર્બળ થતી ગઈ. તેનાથી મજૂરી થઇ શકતી નહોતી, એથી અન્ન વગર વૃદ્ધ માબાપના પ્રાણ જવાની તૈયારી થયેલી જોઇને તે મનમાં ઘણીજ દુ:ખી બની ગઇ. કેવો ઉપાય કર્યાથી તેઓ જીવી શકે તેનો વિચાર કરવા લાગી; એટલામાં એક માણસને મોઢે સાંભળ્યું કે, એક દાંતના ડૉક્ટરે જાહેર ખબર છપાવી છે કે જે માણસ પોતાના સારામાં સારા દાંત આપશે તેને હરેક દાંતની કીંમત ત્રણ ગીની મળશે અને તે દાંત પોતે

ઉખેડી લેશે. ભક્તિવાન બાલિકા આ ખબર સાંભળીને ઘણીજ આનંદ પામી અને પોતાના આગલા દાંત વેચવા માટે ડાકટરની પાસે ગઇ. ડૉકટરે તે નાની છોડીને જોઇને પૂછ્યું: "શા માટે તું આટલું નુકસાન ખમવા આવી છે?" તેણે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. માબાપના ઉપર છોકરીનો અગાધ પ્રેમ જોઇને ડૉકટરની આંખમાંથી આંસુની ધાર વહેવા માંડી. તે એને શોભા વિનાની કરીને પોતાનું કામ કરવા રાજી થયો નહિ. તેણે તરત ૧૦ ગીની એટલે ૧૦૫ રૂપીઆ આપીને તે છોકરીને જવાની રજા આપી. છોકરી તે ડૉકટરનો ઉપકાર માનીને બહુજ ખુશી થઈ અને વધુ ઉલટથી માબાપની સેવા કરવા માંડી.

---

## (૧૯) પિતાને માટે દઃખ વેઠનારી છોકરી.

ફ્રાન્સમાં ડેર્લિલેસ નામની એક છોકરી રહેતી હતી. આ તેની અસાધારણ પિતૃભક્તિનું ઉદાહરણ છે. તેનો બાપ કેદખાનામાં પડયો હતો, ત્યારે જરાવાર પણ તેણે પોતાના બાપનો સંગ છોડયો નહોતો. તેના બાપને ફ્રાન્સના લિયન્સ શેહેરમાંથી કનસિયરના કેદખાનામાં લઇ જવાનું ઠર્યાથી તેની જોડે જવાની તેણે પરવાનગી માગી; પરંતુ તેની અરજ કબૂલ કરવામાં આવી નહિ. પિતૃભક્તિના જોસને કોણ અટકાવી શકે છે? તેણે અબળા જાતિની બીક તથા અશક્તિ દૂર કરી, અને પોતાના બાપના ગાડાની જોડે ચાલતાં જવાનો દઢ નિશ્ચય કર્યો. દોઢસો માઇલ તે ગાડાની જોડે જોડે ચાલતી ગઈ. તેણે ગાડાની બાજુ કદિ પણ છોડી નહિ. ઘણું દુઃખ

વેઠયા પછી તે કેદખાનાની પાસે આવી પહોંચી; તે છતાં આ છોકરીને પોતાના પિતાની પાસે રહેવાની રજા મળી નહિ, પણ તેથી તેની દૃઢ પ્રતિજ્ઞા શિથિલ થઇ નહિ. તે ત્રણ મહીના સુધી ત્યાંના ઉપરીઓને કાલાવાલા કરીને પિતાને કેદખાનામાંથી છોડાવવામાં ફતેહમંદ થઇ; પરન્તુ બાપને લઇને ઘેર તે પહોંચવા પામી નહિ, કારણ કે ઘણું કષ્ટ અને મહેનત કરવાથી તેનું શરીર ક્ષીણ અને દુબળું થઈ ગયું હતું. તેણે પોતાના પિતાને મહા મહેનતે કેદખાનામાંથી છોડાવ્યો. **પોતાનું જીવન આપવાથી પિતાનો ઉદ્ધાર થયો એવું સમજીને મૃત્યુકાલે પણ તે આનંદ દેખાડવા લાગી.**

## (૨૦) અસાધારણ પિતૃભક્તિવાળી બાળકી.

એક વેળા ઇંગ્લાંડના બીજા જેમ્સરાજાની કન્યા મેરી રાજ્યલોભમાં મતિહીન થઇને પોતાના સ્વામીની ખોટી સલાહથી પિતાને રાજગાદી ઉપરથી ઉઠાડીને પોતે ગાદી ઉપર બેઠી; અને પિતાનું સર્વ ધન, દોલત લઇને તેનું સૈન્ય, સામન્ત અને સગાંવહાલાંને તથા તેના પક્ષનાં માણસોમાંથી કેટલાંકને મારી નંખાવ્યાં અને કેટલાંકને બંધીવાન કરીને તેમના ઉપર ઘણો જુલમ ગુજાર્યો. એ બનાવમાં બીજા જેમ્સનો એક પ્રધાન મંત્રી લૉર્ડ પ્રેસ્ટન નિમકહલાલીથી પોતાના માલિકનું ભલું કરવા યત્ન કરતો હતો, તેથી રાજકન્યા મેરીએ તેને ગરદન મારવાના વિચારથી લંડનટાવરના કિલ્લામાં બંધીવાન કરી રાખ્યો હતો. પ્રેસ્ટન આવી રીતે બંધીવાન થયાથી લુસી નામની તેની એક બાળિકા (કન્યા) પોતાના

પિતાને જોવાની ઇચ્છાથી ઘણીજ રોતી હતી તેથી તેની દાસી તેને છુપી રીતે કિલ્લામાં લઇ જવાના વિચારથી ચાલી. લુસીએ આ ભયંકર કિલ્લો અને હથિયારબંધ કિલ્લાના રક્ષકોની બિહામણી મૂર્તિ જોઇને ભયભીત થઇને બન્ને હાથવડે પોતાની દાસીની કમ્મર પકડીને તેના લુગડામાં મ્હોં છુપાવીને અતિ મૃદુસ્વરે તેને પૂછયું: “દાઈ! આ કેવી ભયની જગ્યા છે? શું આ ઠેકાણે મારો બાપ બંધીવાન છે?” “હા બેટી, આ જગ્યાએ તારો બાપ અને મારો દયાળુ માલિક કષ્ટથી રહે છે. શા વાસ્તે ચિંતા કરે છે બેટી! હમણાં તેની જોડે મુલાકાત થશે. શું તને આ કિલ્લામાં આવતાં ભય થાય છે?” “નહિ, દાઇ મને ભય શેનો થાય? જ્યાં મારો પિતા છે ત્યાં જવામાં મને કંઇ ભય નથી.” પરંતુ જેમ જેમ તેઓ એ કિલ્લામાં આગળ ચાલવા લાગ્યાં, તેમ તેમ તેમાંની ભયંકર જગ્યાઓ જોઇને બાળિકા લુસીનું કોમળ હૃદય વધારે ભયભીત થવા લાગ્યું અને તે એકદમ તેની દાસી એમી આડયોએમના શરીરને બાઝી પડીને અતિ મૃદુસ્વરે તેના કાનમાં બોલી કે: “દાઇ! શું આ જગ્યાએ ડયુક રિચર્ડ અને તેના બે ભત્રિજા ઍડવર્ડ અને યોર્કના ડયુક રીચર્ડને મારી નાખ્યા હતા?” તેના ઉત્તરમાં દાઇએ કહ્યું: “હા બેટી! પરંતુ તું ભય કરીશ નહિ, તારૂં કોઇ નામ દેશે નહિ.” આવું કહી તેણે છોકરીને દિલાસો આપ્યો; પરંતુ પુનઃ તે છોકરીએ પૂછયું: “દાઇ! શું પેલા દુષ્ટ રિચર્ડે અહીંજ છઠ્ઠા હેન્રી રાજાનો નાશ કર્યો હતો?” આ પ્રમાણે માર્યા ગયેલા

માણસોની વાતો ઘણાઓને મ્હોડે તેણે સાંભળેલી તે યાદ આવવાથી પોતાના બાપને માટે તેનું મન ઘણુંજ વ્યાકુળ થઇ પડયું. વળી તેણે ફરી પૂછયું: "દાઇ ! તું શું એમ ધારે છે કે એઓ મારા પિતાનો પણ નાશ કરશે ?" આ સાંભળીને દાઇ બોલી: "ચૂપ થા, બેટા, અહીં એ સર્વ વાત બોલીશ નહિ. કોઈ સાંભળશે તો તારા પિતા સાથે આપણી મુલાકાત થશે નહિ ને આપણ બન્નેને હાથ પગમાં બેડી નાખીને કેદ કરી રાખશે." આવું સાંભળીને લુસી ચૂપ થઇને એમીની પછવાડે જવા લાગી; અને તેઓ પિતાના કેદખાનામાં ગયાં. પિતાને જોતાંજ બાળકી તેના ખોળામાં જઈ તેને ગળે બાઝી પડી અને સર્વ ભય વિસરી જઇને આનંદમાં આવી ગઈ. થોડી વાર ચૂપ રહ્યા પછી તેણે પિતાના ખભા ઉપર માથું મૂકયું.

લૉર્ડ પ્રેસ્ટનનું અંતઃકરણ પોતાની નાની છોકરીનો આવો અસાધારણ ભક્તિભાવ જોઇને વાત્સલ્ય ભાવથી ઉભરાઇ ગયું અને તે પોતાનું મૃત્યુ પાસે આવેલું જોઇને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો: "હાય ! હું આ મા વગરની અબળા બાળકીને કોને આધારે મૂકી જઇશ ? મારા સિવાય આ ત્રણ લોકમાં એનું બીજું કોઈ નથી. આ બાળકી બાળપણમાંજ પિતા માતા વિનાની થવાથી કેવી રીતે જીવી શકશે ? હવે તેને નબાપી થવું પડશે એ વાતને જાણતી પણ નહિ હોય ? હે જગદીશ્વર ! તારી શી ઇચ્છા હશે ! ગમે તે હો, તારી ઉદાર કરૂણાથી નિરાશ્રિત જીવજંતુઓ પણ રક્ષા પામે છે. હું

મારી આ એકની એક વહાલી પુત્રી તને સોંપીને પૃથ્વી-માંથી વિદાય થઇશ.” પ્રધાન આવી રીતે દયા ભાવથી પોતાની અવસ્થા વિષે વિચાર કરીને ચોધારાં આંસુ પાડવા લાગ્યો. તેની આંખમાંથી આંસુની ધાર પડતી જોઇને બાળાએ રોઇને પૂછ્યું: “પિતા તમે શા વાસ્તે રૂઓ છો અને શામાટે આ ભયાનક સ્થાનમાંથી ઘેર આવતા નથી ?” આ સાંભળીને તેણે કહ્યું: “લુસી! તું રડ ના, શાંત થા, હું તને મારા દુ:ખની વાત કહું છું. હું હવે ઘેર આવીશ નહિ. રાજાના માણસોએ મને બળવાખોર એટલે રાજાનો દુશ્મન ગણીને મને મારી નાખવા માટે અહીં કેદ કર્યો છે. આ કિલ્લાની એક ઉંચી જગ્યાએ મને લઇ જઇને ધારવાળી કુહાડીથી મારૂં માથું કાપશે અને તે માથું લંડનબ્રિજ નામના પુલ ઉપર અથવા કોઇ રાજમાર્ગ ઉપર લટકાવશે. જ્યાં સુધી આવી રીતે મારા પ્રાણ જશે નહિ, ત્યાં સુધી મને આ કેદખાનામાં પૂરાઇ રહેવું પડશે.”

આવાં વાક્ય સાંભળતાંજ લુસી એકદમ ઉંચા અવા-જથી રોવા લાગી અને ગભરાઇને બન્ને હાથ પિતાના ગળામાં ફેરવ્યા અને તેની છાતીમાં મ્હોં સંતાડીને બહુજ રોવા લાગી. તેનાં આંસુવડે દુ:ખી પિતાનું શરીર ભીંજાવા લાગ્યું. આવું જોઇને તે બોલ્યો: “લુસી! સ્થિર થા. બેટી! મારે બીજી ઘણી વાત કહેવી છે તે હવે સાંભળ; કારણ કે હવે તારી જોડે આ જન્મમાં મારો મેળાપ થવાની આશા નથી; આ મેળાપ છેલ્લોજ છે.” “નહિ પિતા, હું તમારૂં માથું કપાવા દઇશ નહિ. તેઓ તમને

કેમ કાપશે ? હું તમારા ગળામાં વળગી રહીશ; તેથી તેઓ કાપી શકશે નહિ; અને તેઓની આગળ તમારા ગુણની ઓળખાણ આપીશ; જેથી તેઓની તમને મારવાની વૃત્તિ જરૂર ફરી જશે."

"લુસી ! તારી આ બધી વાત ઘેલીના જેવી છે. મેં મારા ધણીનો પક્ષ કર્યો તે હાલના રાજ્યની વિરૂદ્ધનું આચરણ કર્યું છે; એટલા માટે અવશ્ય તે મને પ્રાણદંડ દેશે. લુસી ! મારો માલીક રાજા જેમ્સ શું તને યાદ આવતો નથી ? તને હું એક દિવસ તેમને દેખાડવા માટે વ્હાઈટહૉલ નામની જગ્યાએ લઈ ગયો હતો." આ સાંભળીને લુસીએ કહ્યું: "હા બાપા, તે મને યાદ છે. તે વેળાએ તેમણે મારા માથા ઉપર હાથ મૂકીને કહ્યું હતું કે, મારી કન્યા મૅરી આટલી ઉમ્મરે લુસીના જેવી હતી." ત્યાર પછી તેના બાપે કહ્યું: "હા તને બરાબર યાદ છે; પરંતુ થોડા દિવસ પછી અમારી એ રાજકન્યાનો વિવાહ થયો. તેના સ્વામીએ અમારા રાજાને રાજગાદી ઉપરથી ઉઠાડી તેમને રાજ્યમાંથી કાઢી મૂકયા, અને કેટલીક ખરાબ રૈયતે એકઠા થઇને તેને અને તેની સ્ત્રીને રાજગાદી ઉપર બેસાડયાં. જો બેટી ! આવા સ્વામીની સાથે પરણીને પિતાની વિરૂદ્ધ આચરણ કર્યું એ રાજકન્યાએ કેવું ખોટું કામ કર્યું ?!" આ સાંભળીને લુસીએ જવાબ આપ્યો: "પિતા ! શા માટે રાજાએ મને આવી દુષ્ટ કન્યા મૅરીના જેવી ધારી હતી ?" આ સાંભળીને લૉર્ડ પ્રેસ્ટને કહ્યું: "ચૂપ, અહીં આવી વાત કરવી ન જોઇએ. હું ધારૂં છું કે તેના પિતાના વિશ્વાસુ મંત્રી અને

નોકર–ચાકરોના પ્રાણુ લેવામાં તેની સંમતિ નથી. ”

મંત્રીની આ વાત સાંભળીને દાસી એમી આડચોંએલ જરા તેની પાસે આવીને હાથ જોડીને બોલી: “ મહાશય! મેં સાંભળ્યું છે કે રાજકન્યાનો સ્વભાવ દયાળુ છે. જો કોઈ માણુસ ખરા આગ્રહથી તેની પાસે આપના છુટકારા માટે પ્રાર્થના કરે, તો હું ધારૂં છું કે આપનો પ્રાણુ બચે. ” આ સાંભળીને મંત્રીએ કહ્યું: “ એમિ! આ ત્રણુ લોકમાં મારો એવો કોણુ સગોવહાલો છે કે મારે માટે આવા દુઃખપૂર્ણ સાહસિક કામમાં પડીને રાજદ્વારે મારા પ્રાણુની ભિક્ષા માગે ? હાલ તો હું રાજનો બળવાખોર ઠર્યો છું, તેથી કોઈ મને મદદગાર થાય તો ન્યાયાધીશ તેને પણુ બળવાખોર જાણે. આ ભયથી કોઇ માણુસ મને મદદ આપવાની હિંમત કરે તેમ નથી. ”

આ સાંભળીને પિતાપ્રેમી લુસીએ કહ્યુ: “ શા માટે ! પિતા હું રાણીની પાસે જઇને તમારા પ્રાણુની ભિક્ષા માગીશ. જો તેમ થશે તો તે કોઈપણુ રીતે નાકબૂલ કરશે નહિ.”

આ સાંભળીને તેણે કહ્યું: “ અહા ! બેટા તારી વાત કંઇ પણુ કામની નથી. ” “ શા માટે નહિ પિતા ! હું સારી રીતે બોલી શકીશ. મારી વાત સાંભળ્યાથી શું તેને દયા આવશે નહિ ? હું તેને ઘણીવાર કહીશ. ” આ સાંભળીને તેના પિતાએ તેને ખોળામાં લઇને તેનું મુખ ચુમ્બન કરીને કહ્યું: “ બેટા ! જો તું કોઈ રીતે રાણીની પાસે જઈશ, તોપણુ ભયથી તેની જોડે વાત કરી શકીશ નહિ. ” “ શામાટે નહિ! પિતા! ભય શેનો? હું કોઈ રીતે ડરીશ નહિ.

જો તે મારા ઉપર ઘણીજ ગુસ્સે થશે તથા મારશે તોપણ હું તમને યાદ કરીને સ્થિર રહીશ." આ સાંભળીને તેનો પિતા બોલ્યો: "બેટી! તું ચિરંજીવી થા!! જો રાણી તારી પ્રાર્થના પૂર્ણ ન કરે તો ઈશ્વર તારા ઉપર દયા કરશે એજ મને દિલાસો છે!"

આ સર્વ વાતચીત સાંભળીને પાસે ઉભેલી દાસી એમીની આંખમાંથી અખંડ આંસુની ધારા વહેવા લાગી અને તે પછી બોલી: "હે સ્વામિ! કોણ આ અબળા બાળકીને રાણીની પાસે લઈ જશે?" આ સાંભળીને લૉર્ડ પ્રેસ્ટને કહ્યું: "હું તેનો ઉપાય કરૂં છું." આમ કહીને તેણે તરત લુસીની ધર્મમાતાને એક વિનંતિપત્ર લખ્યો, અને તે પોતાની કન્યાના હાથમાં આપીને બોલ્યો: "બેટી! તું કાલે સવારે તારી સ્થિતિને ઘટે તેવો પોશાક પહેરીને હેમ્પટનકૉર્ટ નામની જગ્યાએ જઈ સ્વહસ્તે લેડી કલારેન્ડનને આ પત્ર આપજે. તે એ જગ્યાએ રાણીની ત્યાં આવવાની વાટ જોતી હશે." ત્યારપછી તેણે પોતાની પ્રાણતુલ્ય કન્યાનું મુખ ચુમ્બન કરીને તેને વિદાય કરી. કન્યા પણ રોતી રોતી તેની પાસેથી વિદાય થઇને અત્યંત દુઃખ સાથે ધીરે ધીરે કિલ્લામાંથી બહાર નિકળી; પરંતુ તે પોતાના પિતાને આ દુઃખમાંથી છોડાવશે એવી આશાથી તેનું મન શાન્ત થયું હતું. ઘડિયે ઘડિયે તે પોતાની વયના પ્રમાણમાં બને તેટલા સરળ ભાવથી પરમેશ્વરની પાસે પોતાની અભિલાષા પ્રકટ કરતી હતી; અને વારે વારે વિપદમાં પડેલા પિતાને યાદ કરીને આંખમાંથી આંસુ પાડતી હતી.

પિતૃવત્સલ લુસી રાત્રે વખતોવખત જાગીને પાસે સૂતેલી દાસીને પૂછવા લાગી: " એમી ! શું રાત્રિ હજી પણ પૂરી થઈ નથી ? ક્યારે સવાર થશે ? " જોજે મને ઉઠવામાં કોઇ રીતે મોડું ન થાય. ત્યારપછી રાત્રિ ગઈ અને સવારનું પહોર થયું. હજી પક્ષીઓ માળો છોડી ગયાં નહોતાં તે પહેલાં તો લુસીએ બિછાનામાંથી ઉઠીને બધાંને જગાડયાં અને દાસીને પોતાને પોશાક પહેરાવવા કહ્યું. વ્યવહાર કુશળ એમીએ પોતાની આંખની પુતળી સમાન લુસીને એવો યોગ્ય પોશાક ધારણ કરાવ્યો કે ગમે તેવા કઠોર હૃદયનો માણસ પણ તેને જોઇને આંસુ પાડયા વગર રહે નહિ. ઘણા પ્રેમ સાથે વહાલી લુસીને દાસીએ ખોળામાં લીધી અને તરત તેણે પોતાનું માથું તેના ખભા ઉપર નાખ્યું. તેના પિતાના બે વિશ્વાસુ ઘરડા નોકરો તેની સાથે ચાલ્યા. લુસીને આવા ભારે કામ માટે જવાના સમાચાર સાંભળીને મંત્રીના ઘરના બધા નોકરો તેને જોવા માટે તે જગ્યાએ હાજર થયા હતા અને સર્વે લુસીનું હૈયું ભરાઇ આવે એવો પિતૃપ્રેમ જોઇને આંસુ પાડીને તેને આશીર્વાદ આપવા લાગ્યા કે " જગદીશ્વર તમારા ઉપર પ્રસન્ન થાય."

લેડી કલારેન્ડન બિછાનામાંથી ઉઠે તે પહેલાં લુસી પહોંચી ગઇ અને તેના આગળ અતિ મૃદુસ્વરે હળવે હળવે અથથી તે ઇતિ સુધી સર્વ હકીકત જાહેર કરી અને પિતાએ આપેલો પત્ર તેના હાથમાં આપ્યો. લેડી કલારેન્ડન રાણી મેરીની કાકી હતી. પોતાની ધર્મકન્યા લુસીની ઉપર તે ઘણોજ સ્નેહ રાખતી હતી; પરંતુ તેના પિતાનો પત્ર વાંચીને અને તેને મોઢે

સર્વ વૃત્તાન્ત જાણીને તેણે ખેદપૂર્વક કહ્યું: "લુસી! શું કરૂં, તારે માટે મને ઘણીજ દિલગીરી થાય છે, પરંતુ હું ધારૂં છું કે હું તારૂં કંઈ પણ ભલું કરી શકીશ નહિ. મારા સ્વામીની જોડે પહેલા રાજાનો વ્યવહાર હતો એવો હાલની રાણી મેરીના મનમાં સંશય છે; તેથી કરીને અમારાપર રાણીની પ્રીતી રહી નથી, માટે તારા પિતાને માટે હમણાં રાણીની પાસે વિનંતિ કરવાની મારી હિમ્મત થતી નથી. તારા પિતા ઉપર તેનો ઘણો ક્રોધ છે અને તેને તે કદિ પણ ક્ષમા કરશે નહિ, એ વાત રાણીએ એક વેળાએ સ્પષ્ટ બધાની સામે કહી છે."

આ સાંભળી લુસીએ કહ્યું: "આપને વિનંતિ કરવાનું હું કહેતી નથી. આપ કેવળ એકવાર રાણીની જોડે મારી મુલાકાત કરાવો. હું પોતે તેની આગળ મારા પિતાના પ્રાણની ભિક્ષા માગીશ; અને એ વાતને તે કદિ પણ નાકબૂલ થશે નહિ." આ સાંભળીને લુસીની ધર્મમાતા બોલી: "રે ગાંડી છોડી! શું તું રાણીની જોડે વાત કરવાની હિમ્મત કરીશ?" લુસી બોલી: "હા, હું હિમ્મત કરીશ. આપ કેવળ એકવાર મને તેની પાસે લઈ જાઓ." આ સાંભળીને તે બોલી: "લુસી! તું તેની સાથે હિમ્મતથી વાત કરીશ! કદાચ કોઈ રીતે તું રાણીને મળીશ તો પણ તેને જોતાંજ તું ગભરાઈ જઇશ અને એક શબ્દ પણ બોલવાની શક્તિ તારામાં રહેશે નહિ." આ વાત સાંભળીને લુસીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને બોલી: "મા! તમે એક વખત મને રાણીને દેખાડો." લેડી કલારેન્ડન આ નાની છોકરીના મુખમાંથી ફરીફરીને આ વાકય સાંભળીને અને તેના બાળહૃદયમાં આવી અસામાન્ય પિતૃભક્તિ જોઇને તેને બહુજ દયા આવી.

તરતજ તે લુગડાં પહેરીને લુસીને સાથે લઇને રાજધાનીની કોઇ મુકરર જગ્યાએ જવા નીકળી. એ જગ્યાએ રાણી દરરોજ પ્રાત:કાલે ઉપાસનામંદિરમાંથી પાછી આવીને થોડા વખત ફરતી હતી. લેડી કલારેન્ડન લુસીને સાથે લઇને એ ઠેકાણે ગઈ, તે વેળાએ રાણી હજી ત્યાં આવી નહોતી. લેડી કલારેન્ડન પોતાની અતિ સ્નેહપાત્ર નાની છોકરીનું ચિત્ત વિનોદમાં રાખવા માટે તેને ત્યાંનાં ચિત્રો દેખાડવા લાગી. લુસી એક પ્રચંડ મહા પુરૂષના દેખાવવાળી છબી તરફ આંગળી બતાવીને બોલી: “ હું એમને ઓળખું છું, એ અમારા રાજા જેમ્સની છબી છે.” લેડી તે તરફ નજર કરીને લાંબો નિશ્વાસ મૂકીને બોલી: “ હા, રાણી મેરીના પિતા પદભ્રષ્ટ રાજાની આ છબી છે. ” પછી તે રાણીને દૂરથી જોઇને લુસીને કહેવા લાગી: “ લુસી ! પેલી રાણી પોતાના માણસો અને સખિયોથી વીંટાઇને આવે છે. સાવચેત રહે, આ તારો વખત છે. જે સર્વથી જરા આગળ ચાલે છે તેજ રાણી છે. તેને જોઇને તું જમીન ઉપર પડીને તારી વિનંતિ કરજે. જોજે ભય-બીક રાખીશ નહિ. તું જ્યાં છે ત્યાંજ ઉભી રહેજે. ” કલારેન્ડન લુસીને એવી શિખામણ આપીને તે જગ્યાએથી ખસી ગઈ.

લુસી આવી રીતે એકલી પડવાથી તેનો સુકોમળ ચહેરો કરમાયો અને ફીક્કો થઈ ગયો; તથાપિ મનમાંથી હિમ્મત ગઈ નહિ. તે વારંવાર મનવડે ઈશ્વરનું સ્મરણ કરવા લાગી. રાણી આવી પહોંચી કે તરતજ લુસી રાણીને પગે પડી અને રડતે રડતે તેણે પોતાની પ્રાર્થના કહી બતાવી ને પોતાના પિતાની અરજી આપી.તેની બાલ્યાવસ્થા,માથાથી લઇને પગસુધી શોકનો પોશાક,

ચંદ્રના જેવા રૂપની ઝાંખી પડી ગયેલી કાંતિ અને આંખમાંથી વહેતાં ચોધારાં આંસુઓ જોઇને; અને તેનું વર્ણન નહિ થઈ શકે એવાં શોક ભરેલાં વચનો સાંભળીને રાણી મેરીનું અંતઃકરણ પીગળી ગયું. તે એકપણ ડગલું આગળ ચાલી શકી નહિ. તેણે ત્યાંજ અટકી જઇને દયાભાવથી બાલિકાને શાન્ત કરીને તે અરજી વાંચી; પરંતુ તે લૉર્ડ પ્રેસ્ટનની જાણીને ક્રોધથી લાલચોળ આંખ કરીને તેણે એ પત્ર ફેંકી દીધો. ત્યાંથી જવા માટે જેવી તે પગલું ભરે છે તેવામાં લુસીએ નિર્ભય થઇને તેણે પહેરેલા રાજ પોશાકનો એક ભાગ પકડીને તેને રોકી અને ઉંચા સ્વરથી રોતી રોતી વારંવાર કહેવા લાગી: "હે રાણી! કૃપા કરીને મારા પિતાને બચાવો." તેના મનમાં બીજી પણ ઘણી જાતની વિનવણી કરવાની ઈચ્છા હતી; પરંતુ શોક આડે કંઈપણ યાદ આવ્યું નહિ. "મારા પિતાને જીવતદાન આપો" આજ વાક્ય તે વારંવાર કહેવા લાગી. રોતી રોતી તે જૂની પેઠે બે હાથથી રાણીને પગે બાઝી પડી. આ બાલિકાનો વિનય અને રૂદન જોઇને હરકોઇ માણસના મનમાં કરૂણા ઉપજે તેમ હતું, જેથી રાણી મેરીના મનમાં અતિશય દયા ઉત્પન્ન થઈ; પરંતુ લૉર્ડ પ્રેસ્ટનનો વધ કરવો એ ઘણુંજ જરૂરનું સમજીને તે શાંતભાવથી બોલી: "છોકરી! હું તારી પ્રાર્થના સ્વીકારી શકતી નથી." લુસીએ કહ્યું: "શા માટે નહિ રાણી! મારા પિતાનો કંઈ અપરાધ નથી, તેને તો સર્વે ચાહે છે અને તે સર્વના ઉપર સ્નેહ રાખે છે." રાણીએ કહ્યું: "હા, તે તારા ઉપર સ્નેહ રાખે છે ખરો; પરંતુ તેણે હમણાં રાજનિયમની વિરૂદ્ધ આચરણ કર્યુંછે, તેથી જરૂર તેને સજા થશે." લુસીએ આ સાંભળીને કહ્યું: "મા! તમે ધારો તો તેમનો અપરાધ

માફ કરી શકો તેમ છો. મેં સાંભળ્યું છે કે **જે માણસ બીજા માણસનો અપરાધ ક્ષમા કરે છે, તેના દોષ ઈશ્વર પણ ક્ષમા કરે છે.**" આ સાંભળીને રાણી બોલી: "તારા જેવી છોકરીના ઉપદેશ પ્રમાણે મને રાજ્ય ચલાવવાની જરૂર નથી. મારે શું કરવું જોઇએ તે હું સારી પેઠે જાણું છું. જો કે આવી નાની બાળકીની પ્રાર્થના પૂર્ણ ન કરવી, એ દુ:ખનો વિષય છે ખરો; તથાપિ હું સાધારણ નિયમની વિરૂદ્ધ પક્ષપાતી થઇને તારા પિતાને ક્ષમા કરી શકતી નથી." શોકાતુર લુસીએ બીજું કંઇ ન કહેતાં થોડીવાર સુધી રાણીના ઉપર અનિમેષ દૃષ્ટિપાત કર્યો, પછી મુખ ફેરવીને સ્થિર નેત્રથી તે અગાઉના રાજા જેમ્સની છબી જોવા લાગી. તે છબી ઉપર રહેલા અસાધારણ ભાવ જોયા કરવાથી રાણી તેને તેનું કારણ પૂછ્યા સિવાય રહી શકી નહિ. તેણે કહ્યું: " હે છોડી ! તું શા વાસ્તે અનિમેષ નેત્રથી મારા પિતાની છબી જુએ છે ?" તેના ઉત્તરમાં લુસી બોલી: "મારો પિતા કેવળ આપના પિતાને ચહાતો હતો, તેથીજ આપ તેનો પ્રાણ લેવા તૈયાર થયાં છો; એ વિચાર કરીને હું આપના પિતાની છબી જોઉંછું." અલ્પવયની બાળાના મુખનાં આવાં વાકય સાંભળીને મેરીના મનમાં બુદ્ધિનો ઉદય થયો અને તરત તેણે પોતાના ભકિતપાત્ર પિતાની છબી ઉપર નજર કરીને, તેનો સઘળો સ્નેહ સંભાળીને પછી મનમાં બોલી: "હે પિતા ! તમે દેશનિકાલ થયા છો, મોટું રાજ્ય ખોઇને હમણાં પેટ ભરવાને માટે પણ પારકાને આધીન થયાછો ! અને હું તમારી પુત્રી થઇને તમારૂંજ રાજ્ય ખુંચવી લઇને તે રાજ્યવૈભવ ભોગવુંછું. હાય! હાય! આ સામાન્ય બાળકીના મનમાં જેટલી પિતૃભક્તિ જોઉંછું, તેટલી પણ

મારામાં નથી; મને ધિક્કાર છે !" આવો વિચાર કરતાં કરતાં રાણીની આંખમાં આસુ આવી ગયાં અને પિતૃપ્રેમી લુસીનો હાથ ઝાલીને ઉભી કરીને તે બોલી: "બેટી તું હવે રોઈશ ના. મેં તારી પ્રાર્થના પૂર્ણ કરી છે, હવે તારા પિતાને મોતની સજા થશે નહિ."

---

## (૨૧) પિતાને બદલે ફાંસીએ ચડવા તૈયાર થયેલો છોકરો.

યૂરોપના સ્વીડન દેશમાં એક ગૃહસ્થ ઘણા વર્ષથી એક જોખમદારીની નોકરી કરતો હતો. તે પ્રામાણીકપણાથી પોતાનું કામ બજાવતો હતો, તેમજ તેના કામમાં કદિ પણ ભૂલ આવી નહોતી. એક વેળાએ કેટલાક મોટા ગુન્હાઓમાં અપરાધી ઠરવાથી તેને ફાંસી દેવાનો હુકમ થયો. તેનો એકનો એક અઢાર વર્ષની ઉમ્મરનો પુત્ર હતો. તેણે પિતાને ફાંસી દેવાની વાત સાંભળીને તરત ન્યાયાધીશની પાસે જઇને કરગરીને કહ્યું: **"મારા પિતાને બદલે મને ફાંસી દો.** પિતાનું મરણ થવાથી હું કોઈપણ પ્રકારે જીવી શકીશ નહિ." છોકરાનું આવું આશ્ચર્યકારક બોલવું સાંભળીને ન્યાયાધીશ ઘણોજ આશ્ચર્ય પામ્યો. પ્રથમ તો તે સમજી શકયોજ નહિ કે તે છોકરો ખરેખરા મનથીજ આવું કહે છે; પણ જ્યારે તેની ખાત્રી થઈ કે પિતાને માટે તે ખરેખર પોતાનું જીવન આપવાને તૈયાર છે ત્યારે ન્યાયાધીશે સર્વ વૃત્તાન્ત રાજાને લખી જણાવ્યો. રાજાએ સર્વ હકીકત જાણ્યા પછી તે અપરાધી ગૃહસ્થને ક્ષમા કરવાનો હુકમ આપ્યો અને તેના છોકરાને એક સન્માન સૂચક ઈલકાબ આપવાનો હુકમ કર્યો; પરંતુ છોકરાએ તે ઈલ-

કાબ લેવાનું કબૂલ કર્યું નહિ. તેણે કહ્યું કે: "પિતાપર અપરાધ આવ્યો એ મારા કુટુમ્બમાં મોટું કલંક લાગ્યું છે તેથી હું ઈલકાબ લઈશ તો દેશના લોકોમાં હું પિતાના કલંકની યાદીના સ્તંભ તરીકે થઈ પડીશ." બાળકનો આવો જવાબ સાંભળીને સ્વીડનના રાજાનું હૃદય એવું તો પીગળ્યું કે તે પોતાનાં આંસુ રોકી શકયો નહિ; અને તે સદ્ગુણશાળી બાળકને રાજસભામાં બોલાવીને તેને એક વિશ્વાસુ હોદ્દો સોંપ્યો.

---

## (૨૨) ભારે મહેનત લઇ બાપનું કરજ ભરનારી છોકરી.

એક શહેરમાં એક કુટુમ્બ રહેતું હતું. તે કુટુમ્બમાં ઘરનો વડિલ અને તેની એકની એક કન્યા હતી. ઘરનો સર્વ બોજો કન્યાની ઉપર હતો. એક દિવસે ઘરનો વડિલ બહુજ ઉદાસીમાં બેઠો હતો. છોકરીના જાણવામાં તે વાત આવતાં તેણે પોતાના બાપને તેનું કારણ પૂછયું. પિતાએ કહ્યું: "હવે હું ઘરડો થયો છું; મારી જે દુકાન હતી તે પણ વેચાઇ ગઈ અને ૩–૪ હજાર રૂપીઆનું દેવું થઈ ગયું છે. લેણદારો મારા ઉપર ફરીયાદી કરશે પણ શું કરૂં? મારી પાસે કાંઇ પણ રહ્યું નથી." એ સાંભળી કન્યાએ પિતાને ધીરજ આપી પરન્તુ આ વિચારમાં તેનો પિતા ઘણા દિવસથી મુંઝાતો હતો તેથી તે માંદો પડયો અને આખરે અનાથ કન્યાને મૂકીને મરી ગયો. આખરે મરતી વખતે પિતાની પાસે બેસીને તે કન્યાએ પ્રતિજ્ઞા કરી કે: "**પિતાનું કરજ ભરીશ નહિ, ત્યાંસુધી હું મારા પોતાના સુખને માટે કંઈ પણ યત્ન કરીશ નહિ.**" તે દહાડાથી તે પિતૃભક્ત કન્યાએ એક વર્ષ નહિ,

બે વર્ષ નહિ પરંતુ બાર વર્ષ સુધી કઠોર પરિશ્રમ કરીને પિતાનું સઘળું કરજ ભર્યું. આ પ્રમાણે તેની પ્રતિજ્ઞા પૂર્ણ થતાં તે પોતાના પિતાની કબર પાસે ગઈ અને તેમનો કરજમાંથી છુટકો થવા બદલ પરમેશ્વરને ધન્યવાદ આપવા લાગી. ત્યાર પછી તેણે એક પૈસાદાર અને ગુણવાદ માણુસની સાથે વિવાહ કર્યો અને નાના પ્રકારનાં સારાં કામો કરવામાં જીવન ગાળવા લાગી. **ધન્ય છે એવી કન્યાઓને કે જે પિતામાતાને માટે પોતાના સ્વાર્થ અને સુખનું બળિદાન આપે છે.**

---

## (૨૩) બાપ આવતાં સુધી કહેલી જગ્યાએજ ઉભો થઈ રહેનાર છોકરો.

રેવરંડ રીચર્ડ શસીલ નામનો એક છોકરો એક વેળાએ તેના બાપની સાથે લંડનમાં ઈંડિયા હાઉસ નામની ઑફિસમાં ગયો હતો. શસીલના બાપે તે ઠેકાણે કંઇ કામ હોવાને લીધે પોતાના છોકરાને કહ્યું કે: “ તું અહીં બહાર ઉભો રહેજે, હું થોડીવારમાં અહીં પાછો આવીશ.” એમ કહી તે અંદર ગયો. કામકાજ કરીને તે બીજે રસ્તે થઇ ચાલ્યો ગયો અને પોતાના છોકરાને પોતાની સાથે તેડી જવાનું ભૂલી ગયો. બીજા વિચારમાં ને વિચારમાં તે સાંજે ઘેર આવ્યો. તેની સ્ત્રીએ છોકરાને સાથે નહિ જોવાથી તે વિષે પોતાના પતિને પૂછતાં તે વાત તેને યાદ આવી ગઇ અને તે તરતજ પાછો ઇંડિયા ઑફીસમાં આવ્યો. ત્યાં આવીને જુએ છે તો પોતાના છોકરાને જ્યાં તેણે ઉભો રહેવાનું કહ્યું હતું ત્યાંજ ઉભો રહેલો દીઠો. છોકરાની ખાત્રી હતી કે મારો બાપ અહીંજ આવશે, અને તેથી તે ઘણા કલાક સુધી ત્યાંનો

ત્યાં ઉભો રહ્યો હતો. આનું નામ તે આજ્ઞા પાળનારો છોકરો. **જે પોતાના માબાપની આજ્ઞા પાળે છે તે આખરે સુખી થાય છે.**

---

## (૨૪) મોટા ભાઇને બદલે દરિયામાં પડનાર નાનો ભાઇ.

ઈસ્વીસનની પંદરમી સદીના આરંભમાં પોર્ટુગીઝોનાં વહાણો હિંદુસ્તાનમાં આવતાં હતાં. એક વેળાએ એક વહાણમાં આશરે સો માણસો બેસીને હિંદુસ્તાન તરફ આવતાં હતાં. પહેલાં કેટલાક દિવસ તો વહાણ સારી રીતે ચાલ્યું, પણ આફ્રિકાને કાંઠે પહોંચ્યા પછી આગળ ઉત્તર તરફ ચાલતાં એક ખરાબા ઉપર તે વહાણ અથડાવાથી પાણીમાં ડૂબવા લાગ્યું; અને થોડીવારમાં જરૂર તે દરિયામાં ડૂબી જશે એમ સર્વને લાગ્યું.

તે વહાણમાં એક નાની હોડી હતી. આવો પ્રસંગ જોઇને કપ્તાને તે હોડી દરિયામાં ઉતારી અને ખાવાની વસ્તુઓ લઇને ઓગણીસ માણસની જોડે તે તેમાં બેઠો. બીજા પણ ઘણા માણસો હોડીમાં ઉતરવાની કોશીશ કરતા હતા; પરંતુ વધારે માણસો થાય તો હોડી ડૂબી જાય એમ હોવાથી તેઓને તરવારના મારથી રોકવામાં આવ્યા. આ પછી થોડીવારે વહાણ ડૂબી ગયું અને તેમાંના દરિયાને તળીએ પહોંચી ગયા.

સમુદ્રમાં હોકાયંત્ર સિવાય રસ્તાનો નિર્ણય થઈ શકતો નથી. આ વહાણમાં પણ એક હોકાયંત્ર હતું; પણ કપ્તાન પ્રાણ જવાના ભયથી બહુ ગભરાઈ જવાથી તે હોકાયંત્ર સાથે લઈ લેવું ભૂલી ગયો હતો. હોડીમાંના માણસો કઈ તરફ જવું

તેનો નિર્ણય કરી શકયાં નહિ. વળી વહાણુમાં જે પીવાનું મીઠું પાણી હતું તે લેવાનું પણ સર્વ ભૂલી ગયા હતા. દુર્દશામાં તેઓ હોડી ચલાવવા લાગ્યા.

વહાણનો કપ્તાન પહેલેથી રોગી અને દુર્બળ હોવાથી ચાર દિવસમાંજ મરણ પામ્યો. આ બનાવથી હોડીમાં બહુજ અવ્યવસ્થા થઈ પડી. સર્વે પોતપોતાનો હુકમ ચલાવવા લાગ્યા. કોઈ કોઇનું માનતું નહિ. અંતે બધાએ સંપ કરીને એક વૃદ્ધ માણસને સર્વનું ઉપરીપણું સોંપ્યું.

કેટલે દહાડે તેઓને કાંઠો મળશે તેનું પણ નક્કી નહોતું, વળી ખોરાક પણ થઈ રહેવા આવ્યો હતો; જેથી વધારે દિવસ જીવી શકાય તેમ નહોતું. જેથી નવા કપ્તાને કહ્યું કે આપણે સોરટી કહાડીને આપણામાંના ઓછામાં ઓછા ચોથા ભાગના માણસોને સમુદ્રમાં નાખવા જોઇએ કે જેથી વધારે દિવસ ખોરાક પહોંચી બાકીના માણસો તેટલા વધુ જીવી શકે.

આ સલાહ સર્વને પસંદ પડી. હોડીમાં બધાં મળીને ઓગણીસ માણસો હતાં, તેમાં એક પાદરી અને એક સુતાર હતો. એ પાદરી મરતી વેળાએ ધર્મ સંબંધી ઉપદેશ આપશે, અને સુતાર જરૂર પડશે તો હોડીને દુરસ્ત કરી શકશે એમ ધારીને તે બે જણને; અને નવો વૃદ્ધ કપ્તાન ન હોય તો હોડી ચલાવવી મુશ્કેલ પડે માટે તેને પણ સઘળાઓએ સોરટીમાંથી મુકત કર્યા.

આ પ્રમાણે ત્રણ માણસો સિવાયના બાકી રહેલા સોળ માણસોમાં સોરટી કહાડતાં જે ચાર માણસને હોડીમાંથી ફેંકવાનું નક્કી થયું, તેમાંના ત્રણ જણાઓ તો તેજ સમયે યોગ્ય ઉપાસના કરીને પ્રાણત્યાગ કરવાને તૈયાર થયા; પણ ચોથા માણસનો

નાનો ભાઇ હોડીમાં હતો તે પોતાના મોટા ભાઇને મરતો જોઇને ઘણોજ શોકાતુર થઇને ઘણાજ સ્નેહપૂર્વક તેને ભેટી પડીને આંસુ ભરેલી આંખથી બોલ્યો: "**હું કોઈ પણ રીતે તમને મરવા દઈશ નહિ; તમારે બદલે હું મારો પ્રાણ ત્યાગ કરૂં છું**; કેમકે તમે લગ્ન કર્યું છે, તમારે સ્ત્રી અને કેટલાંક છોકરાં છે, વળી આપણી ત્રણ અનાથ બ્હેનો છે, **તમે જીવતા હશો તો તેઓનું ભરણપોષણ કરી શકશો માટે તમારા મરવાથી બહુજ નુકસાન થશે, અને હું કુંવારો છું તેથી જો હું મરીશ તો થોડું નુકસાન થશે.**"

મોટાભાઈ નાનાભાઈનું આવું અદ્ભુત કહેવું સાંભળીને આશ્ચર્ય પામ્યો તથા પોતાના ઉપર તેનો હદપાર સ્નેહ જોઇને આંસુ વરસાવતો વરસાવતો તે ગદ્ગદ્ વચનથી કહેવા લાગ્યો: "**ભાઈ! પારકાનો પ્રાણ જવા દઇને પોતાનો જીવ ઉગારવો એ મોટો અધર્મ છે**; વળી તું નાનો છે અને મને બહુજ વહાલો છે. જો તને મરવા દઈશ તો આખરે મારે પણ શોકથી આપઘાત કરવો પડશે માટે તું મનેજ મરવા દે."

નાનાભાઈએ કહ્યું: "હું કોઈ પણ રીતે મારી નજરની સામે તમને મરવા દઈશ નહિ." આમ કહીને મોટાભાઈને પગે બાઝી પડીને તે બહુજ રોવા લાગ્યો. ત્યારે મોટાભાઈએ તેને કહ્યું: "ભાઈ મારી પેઠે તું પણ આપણી બ્હેનોનું અને બાળકોનું તથા સ્ત્રીનું રક્ષણ અને ભરણપોષણ કરી શકીશ, માટે મને છોડ અને પ્રાણત્યાગ કરવા દે."

આ પ્રમાણે મોટાભાઇએ નાનાભાઇને બહુ સમજાવ્યો, પરંતુ આખરે તેને નાનાભાઈના કહેવામાં સંમતિ આપવી

પડી. પછી બીજા ત્રણ અને તે જુવાન મળી ચારને હોડીમાંથી દરિયામાં ફેંકયા. પેલા ત્રણ જણા તો તરત ડૂબી ગયા; પરંતુ તે જુવાન તરવામાં બહુ કુશળ હોવાથી બંને હાથ ઉંચા કરતો કરતો હોડીની પાસે તરવા લાગ્યો.

આ જુવાનનું ભાઈ ઉપરના સ્નેહનું આવું આશ્ચર્યકારક દૃષ્ટાંત જોઇને સર્વના અંતઃકરણમાં કરૂણાનો ઉદય થયો. તેઓ સર્વ આંસુ પાડવા લાગ્યા અને થોડીવારે બધાએ એક મત થઇને કહ્યું: “**અમારૂં ગમે તે થાય; પણ અમે જરૂર એને બચાવીશું**. અમે અમારી આખી ઉમ્મરમાં કદિ પણ ભાઈ ઉપર આવો સ્નેહ નથી જોયો” આમ કહીને તેઓએ તરત તેને ઉંચકી લીધો.

પછી હોડીમાંના માણસો આખી રાત્રિ મહેનત કરીને હલેસાં મારવા લાગ્યા. સવાર થતાંજ તેઓએ કાંઠો પાસે જોયો. હવે સર્વના અંતઃકરણમાં હિમ્મત આવી અને સર્વે બળથી હલેસાં મારવા લાગ્યા. થોડીવારે હોડી આફ્રિકાના મોઝાંબીક પર્વત પાસે પહોંચી. સર્વ મનુષ્યો પ્રભુને ધન્યવાદ આપીને આંસુ ભરેલી આંખ સહિત કિનારે ઉતર્યા અને થોડે છેટે પોર્ટુગીઝોની વસાયત હતી ત્યાં જઇને આશ્રય મેળવ્યો.

એ વસાયતના માણસો તેમના દુઃખની હકીકત જાણીને ઘણાજ દિલગીર થયા; પરંતુ પેલા નાનાભાઇનો મોટાભાઈ ઉપરનો સ્નેહ સાંભળીને અને આખરે કેવી રીતે નાનાભાઇનો બચાવ થયો છે તે વાત જાણીને ઘણાજ રાજી થયા; અને નાનાભાઇને બચાવવા બદલ હોડીના માણસોની ઘણીજ તારીફ કરવા લાગ્યા.

## (૨૫) ભાઇને માટે દુઃખ ન ગણકારનાર છોકરો.

યૂરોપનો સ્વીટઝર્લાંડ દેશ પહાડથી ભરેલો છે. એ પહાડોના શિખર ઉપર હમ્મેશાં બરફ જામેલો હોય છે; જેથી એ દેશમાં શિયાળાની મોસમમાં બહુજ ટાઢ પડે છે. એક વેળાએ શિયાળાની મોસમમાં બે ભાઇઓ–જેમાં એકની ઉમ્મર આશરે નવ વર્ષની અને બીજાની છ વર્ષની હતી; તેઓ બરફ ઉપર દોડતા ફરતા હતા અને રમતા હતા. રમતાં રમતાં તેઓ એક પાસેના જંગલમાં જઈ ચડયા અને ધીરે ધીરે બહુ દૂર નીકળી ગયા. એમ કરતાં સાંજ પડી એટલે તેઓ ઘેર જવાનો માર્ગ શોધવા લાગ્યા. જંગલ બરફથી ઢંકાયલું હોવાથી તેમને રસ્તો જડી શકયો નહિ. ઘણી શોધ કરી પણ કયાં જવું તે સૂઝયું નહિ તેથી મોટાભાઇએ નાનાભાઇને કહ્યું કે: “આપણે હવે આખી રાત્રિ અહીં ગાળવી પડશે માટે આપણે સૂવાને સારૂ બરફ વિનાની જગ્યા શોધી કહાડીએ.” તેઓ બંને તેવી જગ્યા શોધવા લાગ્યા. ચંદ્રના પ્રકાશથી પહાડની એક બાજુએ એક નાની ગુફા તેમની નજરે પડી. તે ગુફામાં બિલકુલ બરફ નહોતો તેથી તેમણે ત્યાં રહેવાનું નક્કી કર્યું અને આસપાસ પડેલાં થોડાંક પાંદડાં એકઠાં કરીને તેનું એક પ્રકારનું બિછાનું કર્યું. પછી મોટાભાઇએ નાનાભાઇનો હાથ ઝાલીને કહ્યું: “ભાઈ! હવે રડ નહિ; હવે તારે બ્હીવાનું કારણ નથી. અહિં સૂઈ જા.”

મોટાભાઈએ આમ કહીને નાનાભાઇને તે પાંદડાંના બિછાના ઉપર સૂવાડયો અને પોતે પણ તેની પાસે સૂતો. આટલું કર્યા છતાં પણ નાનોભાઈ ઘડિયે ઘડિયે કહેવા લાગ્યો

કે: " ભાઇ ! ટાઢ બહુ લાગે છે." મોટો છોકરો પોતાના ભાઇને ઘણો ચાહતો હતો, તેથી હવે કેવી રીતે નાનાભાઈની ટાઢ ઓછી થઈ શકે તે વિષે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. આખરે બીજો ઉપાય નહિ સૂઝયાથી તેણે **પોતાના શરીર ઉપરનાં સઘળાં લુગડાં કહાડીને તેના શરીર ઉપર નાખ્યાં, અને તેથી પણ તેની ટાઢ ઓછી થઈ નહિ ત્યારે તે પોતે તેના શરીર ઉપર સૂતો.**

આવી રીતે પોતાના અને મોટાભાઈનાં કપડાંથી અને મોટાભાઈના શરીરની ગરમી લાગ્યાથી નાના છોકરાની ટાઢ ઓછી થઈ. હવે તેને સુખી થયેલો જોઇને મોટા છોકરાનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. તેનું પોતાનું શરીર ઉઘાડું હોવાથી સખ્ત ટાઢથી તે ઘણો દુઃખી થતો હતો; પરંતુ તે દુઃખને દુઃખ તરીકે તેણે ગણકાર્યું નહિ. આવી અવસ્થામાં જો તેઓ વધારે વાર સુધી રહેત તો પ્રથમ મોટા છોકરાનું મરણ નિપજત; પરંતુ સારા નસીબે તેમ થયું નહિ.

સાંજ પડયા પછી ઘણીવાર થઈ જવા છતાં બાળકો ઘેર નહિ આવવાથી તેમનાં માબાપ ઘણાં ચિંતાતુર થયાં અને તેમનો બાપ તેઓને શોધવા નીકળ્યો. કેટલેક ઠેકાણે શોધ કરી પણ પત્તો મળ્યો નહિ, ત્યારે આખરે જંગલમાં બૂમો પાડતો પાડતો તે ગુફાની પાસે આવી પહોંચ્યો. ગુફામાં જોયું તો બંને ભાઈને લપાઈને સૂતેલા દીઠા. બાપે તેમની આશા છોડી હતી; તેથી અત્યારે તેમને આ જગ્યાએ જોઇને તે ઘણોજ ખુશી થયો, અને તેની આંખમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. પછી થોડીવારે તેણે તેઓને

પાંદડાંના બિછાના ઉપરથી ઉઠાડયા અને તેમને કેટલોક ઠપકો દીધો. પછી મોટા છોકરાએ નાનાભાઈની ટાઢ ઓછી કરવાનો જે યત્ન કર્યો હતો તેનું વર્ણન બાપને કહી સંભળાવ્યું; તે સાંભળીને અને મોટાભાઇનો નાનાભાઈ ઉપરનો સ્નેહ જોઇને તે બહુજ આનંદ પામ્યો. તેના ઉપર ઘણું વહાલ દેખાડીને તે બંને ભાઇઓને પોતાની જોડે લઈ ઘેર ગયો.

## (૨૬) નાનાં ભાઈ બ્હેનને માટે જીવ આપનારી બાળકી.

અમેરીકામાં ઘણી જગ્યાએ લાકડાનાં ઘર હોય છે; તેમાં ભીંતની જગ્યાએ લાકડાનાં પાટીયાં હોય છે, ઘરને બે ત્રણ માળ હોય છે. તે ઘર એક ઠેકાણેથી બીજે ઠેકાણે પૈડાં ઉપર ચડાવીને લઈ જવામાં આવે છે. તે ઘરો મુંબઈમાં પોલીસનાં થાણાં છે તેના જેવાં પણ તેથી કંઈક મોટાં હોય છે.

એક વેળાએ અમેરિકાના એક શહેરમાં ઉપર લખેલા જેવા એક લાકડાના ઘરમાં આગ લાગી હતી. રાત્રિનો સમય હતો તેથી માણસો બધાં સૂઈ ગયાં હતાં. આસપાસના કેટલાક માણસો આગ જોઇને બૂમો પાડવાથી આગ હોલવવાનો બંબો આવી પહોંચ્યો. બહારનાં માણસોનો ઘોંઘાટ થયાથી ઘરનાં માણસો જાગી ઉઠયાં અને ગભરાઇને નીચે ઉતરી ગયાં. તે ઘરમાંના માળીયામાં એક બાર વર્ષની બાળકી પોતાનાં નાનાં ભાઇ બ્હેનની સાથે સૂતી હતી. ઘોંઘાટ સાંભળ્યો કે તરતજ તે પોતાના ત્રણ વર્ષના નાના ભાઇને લઇને નીચેના માળપર આવી અને ધૂમાડો ઘણોજ હોવા છતાં તે માળના આગલા કઠેરા પાસે ગઈ. ત્યાં નીચે ઉભેલાં

માણસોએ તેને કહ્યું કે: "છોકરી કૂદી પડ, અમે તને ઝીલી લઇશું." પણ છોકરીએ તેમ ન કરતાં પોતાના ભાઈને નાખ્યો અને તરત તે પાછી ઉપર પોતાની નાની બ્હેનને લેવા ગઈ. ત્યાં એકઠાં થયેલાં માણસોએ ધાર્યું કે એ છોકરી આગમાં બળી જશે, પણ તે બહાદૂર છોકરી તરત ઉપર જઇને પોતાની નાની બ્હેનને લાવી. તેણે નીચે ઉભેલાં માણસોને પોતાની બ્હેનને હાથમાં ઝીલવાને કહ્યું, પણ તેઓ તેને સારી રીતે ઝીલી શકયાં નહિ તેથી છોકરીને કંઇક ઈજા થઈ. પછી તે ૧૨ વર્ષની ભલી છોકરી પડવા જાય છે એટલામાંજ ઘરનું છાપરૂં તૂટી પડયું, તેથી તે છોકરીની આંખો બળી ગઈ તેમજ કપડાં બળી ગયાં. તરત આગ હોલવનારાઓએ તેને બળતામાંથી કહાડી. તે બહુજ દાઝી ગઈ હતી, એટલામાં ડૉકટર આવ્યો. તેણે પેલી છોકરીને પૂછયું: "મેરી ! શું મને ઓળખે છે ?" છોકરીએ કહ્યું: "હા." ડૉકટરે કહ્યું: "મારી વહાલી ! હું તને કોઈ રીતે બચાવી શકીશ નહિ." આ સાંભળીને પેલી ભલી છોકરીએ કહ્યું: "ફિકર નહિ મેં **બ્હેનનો અને ભાઇનો બચાવ કર્યો છે, તેથી ઈશ્વર મને તારશે."** આ પછી કેટલીક વારે તે બાળકી મરણ પામી.

આના ઉપરથી શીખવાનું એ કે **પોતાનો જીવ આપીને પણ પોતાનાં ભાઇ બ્હેનનું ભલું કરવું જોઇએ.** જો મેરી પોતેજ પ્રથમથી કૂદકો મારત તો તે પોતે જીવી શકત, પણ તેમ કરવું તેને યોગ્ય લાગ્યું નહિ; પોતાનાં નાનાં

ભાઇ બ્હેનના જીવ જવાનો વિચાર તેના મનમાં આવ્યાથી તેમજ તેમના ઉપર પ્રેમ હોવાને લીધે તેણે તેમ કર્યું નહિ.

## (૨૭) મોટાભાઇ પ્રત્યે અસાધારણ ભક્તિ દર્શાવનાર ભરતજી.

ભરતે મોસાળમાંથી અયોધ્યામાં આવીને જોયું કે નગરમાં કોઈ જાતનો ઉત્સવ નથી; નગરવાસીઓના ઘરનાં દ્વાર ઉઘાડાં છે; કોઇ ઘરમાં નથી; માર્ગ, દેવાલય તથા બજારમાં પણ લોકો જણાતા નથી અને બધું શૂન્ય જેવું દેખાય છે. આવાં અશુભ ચિહ્નો જોઇને ભરત ઘણા વિચારમાં પડયા અને મનમાં ભય પામવા લાગ્યા. તેઓ પિતાના ઓરડામાં પેઠા, પરંતુ પિતાને ત્યાં જોયા નહિ; પછી માતાના ઓરડામાં જઇને માને પગે લાગીને સર્વના કુશળ સામાચાર પૂછયા.

રામનો વનવાસ અને પોતાને રાજ્ય મળ્યું એ સાંભળીને ભરત ખુશી થશે એમ સમજીને નિર્લજ કૈકયીએ તેની આગળ સઘળો વૃત્તાંત કહ્યો અને કહ્યું કે: "વત્સ! મહારાજે રામના શોકથી દેહ ત્યાગ્યો છે, માટે હવે તું રાજસિંહાસન પર બેસીને પ્રજાનું પાલન કર."

બંધુપ્રેમી સુશીલ ભરતજી પિતાનું મરણ અને રામ, લક્ષ્મણ અને સીતાના વનવાસનો વૃત્તાંત સાંભળીને વિલાપ કરવા લાગ્યા, અને તે ગેરવ્યાજબી કામને માટે તેમણે પોતાની માને ઘણો ઠપકો આપ્યો. ત્યાર પછી ભરત પિતાનું શ્રાદ્ધ કરીને પવિત્ર થયા પછી ઘણાં માણસોએ રાજ્ય કરવાનું તેમને કહ્યું. તેઓને ભરતે કહ્યું કે: "જુઓ! મોટાભાઇએ રાજા

થવું એ અમારા કુળનો વ્યવહાર છે, એટલા માટે રાજ્ય કરવા મને કહેવું એ તમને ઉચિત નથી. રામ અમારા મોટા ભાઈ છે તેજ રાજા થવા જોઈએ, તેમને બદલે હું જંગલમાં જઇને ચૌદ વર્ષ રહીશ" આમ કહીને ઘણું લશ્કર તથા રાજ્યના મોટા માણસો સાથે લઈને વનમાં રામની પાસે જવાની સર્વ તૈયારી કરવા લાગ્યો. વનયાત્રાની બધી તૈયારી થઈ જતાં ભરત સર્વને સાથે લઇને રામની પાસે ગયા. તેમના ચરણ પકડીને રોતા તે રોતા બોલ્યા કે: "તમારે રાજ્યભાર લેવો જોઈએ;" પરંતુ રામ પિતાની આજ્ઞા પાળવામાં દઢ હતા તેથી તેમણે ભરતનું કહેવું કબૂલ રાખ્યું નહિ. છેવટે ભરતે લાચારથી રામને કહ્યું: **"હે આર્ય ! આપ પગની નીચેથી મને પાવડીઓ આપો. હું બધો રાજ્યકારભાર એ પાવડીઓને નિવેદન કરીશ અને આપની પેઠે જટા જૂટ ધારણ કરીને તથા ફળમૂળ ખાઇને ચૌદ વર્ષ નગરની બહાર આપની વાટ જોતો રહીશ."** ભ્રાતૃવત્સલ ભરત મોટાભાઈની બે પાવડી લઇને નન્દિગ્રામમાં જઈને રહ્યા, અને બધું રાજકાર્ય પહેલાં તે પાવડીઓને જણાવીને પછી યથારીતિ બજાવવા લાગ્યા. બધી ભેટો પહેલાં તે પાવડીને નિવેદન કરીને પછીજ કોષમાં મૂકતા હતા. ભરતજીએ મોટાભાઈને માટે આવો પ્રેમ દર્શાવ્યો હતો.

---

## (૨૮) ઉપરના જેવોજ શ્રી લક્ષ્મણજીનો દાખલો.

બંધુપ્રેમ વિષે બીજું એક લક્ષ્મણનું ઉત્તમ દૃષ્ટાંત છે. લક્ષ્મણ મોટાભાઈની સેવા કરવા માટે પિતા, માતા તથા સ્ત્રીને

છોડીને ચૌદ વર્ષ સુધી તપસ્વીના વેશમાં વનમાં ફર્યા હતા. રામ અને સીતાની સેવા માટે તે કષ્ટને કષ્ટ સમજતા નહોતા. લક્ષ્મણ ભાઈ અને ભોજાઇને ખાવા માટે ઘાડા જંગલમાંથી ફળમૂળ એકત્ર કરી લાવતા હતા. તૃષાની શાંતિને માટે શીતળ પાણી લાવી આપતા હતા અને રાત્રિને વખતે ધનુબાણ હાથમાં ધારણ કરીને ઝુંપડીના આંગણામાં સાચવણીનું કામ કરતા હતા. ભ્રાતૃવત્સલ લક્ષ્મણે આવી રીતે નાના પ્રકારની સેવા કરીને ભાઈપરના પ્રેમની અવધી બતાવી હતી.

## (૨૯) બ્હેનનો બચાવ કરનાર બહાદૂર છોકરો.

એક નાનો છોકરો પોતાની નાની બ્હેન જોડે રસ્તામાં રમતો હતો. થોડીવારમાં તેઓએ એક મોટો અવાજ સાંભળ્યો કે: "છોકરાં ! નાસો, એક હડકાએલો કૂતરો સાંકળ તોડીને આવે છે." તેને મારવા માટે પુષ્કળ માણસો લાકડી લઇને પછવાડે આવતાં હતાં. પેલા છોકરાએ તરત પોતાનો કોટ કહાડીને જમણા હાથ ઉપર વીંટાળ્યો અને પોતાની બ્હેનને પોતાની પછવાડે રાખીને તેનો હાથ પોતાના બીજા હાથમાં પકડીને ઉભો. પેલો હડકાએલો કૂતરો તરતજ બે પગથી ઉભો થઈ જઇને તેના હાથના વીંટાયલા કોટ ઉપર બચકાં ભરવા લાગ્યો. જ્યાંસુધી માણસો આવ્યાં નહિ ત્યાં સુધી કૂતરો કોટને ચાવવા તથા તોડવા લાગ્યો; એટલામાં માણસોએ આવીને તેને લાકડીથી મારી નાંખ્યો.

ત્યાં આવેલા કેટલાક માણસોએ પૂછ્યું કે: "શા માટે તું દોડી ગયો નહિ ?" તેણે જવાબમાં કહ્યું: "હું દોડીને

બચી શકત ખરો; પણ મારી બ્હેન જેટલી જોઈએ તેટલી દોડી શકત નહિ અને તેને કૂતરો કરડત તેથી હું દોડયો નહિ.” તે કૂતરાના દાંત જાડા કોટની આરપાર ગયા નહોતા, તેથી છોકરાના હાથને કાંઈ પણ ઈજા થઇ નહોતી. તેણે પોતાની બ્હેનને કૂતરાના પંઝામાથી છોડાવી એ તેની મોટી બહાદૂરી હતી. જો તે છોકરાએ સમયસૂચકતા નહિ વાપરી હોત તો તેની બ્હેન મરી જાત. **બીજાનો બચાવ કરવો એજ મોટામાં મોટી બહાદૂરીનું કામ છે.**

---

## (૩૦) બે મિત્રો વચ્ચેના ઉત્તમ પ્રેમનો દાખલો.

બે માણસો યૂરોપમાં દૈવ ઘટનાથી આલ્જિયર્સ પ્રદેશમાં ગુલામ બન્યા હતા. એક સ્પેન દેશનો એન્ટોનિ નામનો હતો અને બીજો ફ્રાન્સ દેશનો રોજર નામનો હતો. દરરોજ એ બન્ને એક ઠેકાણે કામ કરતા અને એકજ જગ્યાએ ખાતાપિતા તથા સૂતા બેસતા હતા. ધીરે ધીરે તેઓને એક બીજા ઉપર ઘણોજ પ્રેમ થયો. અવકાશની વેળાએ તેઓ પોતાના સુખદુઃખની વાતો કરતા હતા, જેથી તેઓને ગુલામગીરીનું અસહ્ય દુઃખ કંઈક ઓછું જણાતું. જન્મભૂમિ, પિતામાતા, સ્ત્રીપુત્ર, સગાંવહાલાં વગેરેથી વિખુટા પડી, દૂર દેશમાં ગુલામીની સાંકળમાં બંધાઇને પશુની પેઠે કામ કરવું એ બહુ દુઃખદાયક હોય છે.

સમુદ્રના કિનારા ઉપર એક પર્વત ઉપરથી રસ્તો કરવાના કામમાં તે બન્ને જણા દરરોજ કામ કરતા હતા.

એવામાં એક દિવસ એન્ટોનિએ એકદમ કામ પડતું મૂકીને સમુદ્ર તરફ નજર કરીને એક લાંબો નિસાસો નાખ્યો; અને પોતાના મિત્રને કહેવા લાગ્યો કે: " આ કિનારાને પેલે પાર મારી બધી વહાલી વસ્તુઓ છે. દરેક પળે મને એમ લાગે છે કે જાણે મારી સ્ત્રી તથા બાળકો સમુદ્રના કિનારા ઉપર આવીને એકી નજરે આ તરફ જોઈ રહ્યાં છે, અને મારૂં મરણ થયું છે એમ ધારીને આંસુઓ વરસાવે છે. મારી ઇચ્છા થાય છે કે તરીને તેઓની આગળ જાઉં. " ટુંકામાં તે દિવસથી એન્ટોનિ જ્યારે જ્યારે તે જગ્યા ઉપર કામ કરવા જતો ત્યારે ત્યારે સમુદ્ર તરફ દૃષ્ટિ કરતાંજ તેના અંતઃકરણમાં આવા ભાવો ઉત્પન્ન થતા હતા. ત્યાર પછી એક દિવસે કામ કરતાં કરતાં તેણે લાંબો નિસાસો નાંખીને રોજરને કહ્યું: " મિત્ર! આટલે દિવસે આપણા દુઃખનો અંત આવ્યો છે. " રોજરે પૂછ્યું: " કેવી રીતે? " એન્ટોનિએ કહ્યું: " જો પેલું એક વહાણ લંગર કરીને ઉભું છે, અહીંથી એ ત્રણ કોશથી વધારે છેટે નથી. આવ આપણે આ પર્વત ઉપરથી કૂદીને સમુદ્રમાં પડીએ અને તરતા તરતા એ વહાણ ઉપર જઇ ચડીએ. જો એ મહેનતમાં ફતેહમંદ નહિ થતાં કદાપિ આપણે પ્રાણત્યાગ કરવો પડશે, તો પણ આવું દાસત્વ કરવાના કરતાં તે પણ સેંકડો દરજ્જે સારૂં છે. "

આ સાંભળીને રોજરે કહ્યું: " જો તું આવી રીતે તારો બચાવ કરી શકે તો તેમાં હું ખુશી છું; પરંતુ તારી જોડે મારે જે સ્નેહ થયો છે, તે મારા શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી ઘટશે નહિ; તેથી તારા વિયોગને લીધે મારે પણ

વધારે દિવસ દુઃખ ભોગવવું પડશે નહિ. ગમે તેમ થાય, પણ હું તને વિનંતિ કરૂં છું કે જો તું વગર હરકતે આ દુઃખમાંથી છુટે તો મારા દેશમાં જઇને મારાં માબાપની ખોળ કરજે. વૃદ્ધાવસ્થાને લીધે તેમજ મારા શોકથી તેઓ કદાચ મરી ગયાં હશે; છતાં જો હજી જીવતાં હોય તો તેઓને કહેજે કે–" આટલું કહેતાંજ એન્ટોનિએ તેને અટકાવીને કહ્યું: "તું શું એમ ધારે છે કે હું તને આ અવસ્થામાં અહીં મૂકીને એકલોજ જઇશ ? તેમ કદી બનશે નહિ. તું અને હું જુદા નથી. કાંતો **બન્ને છુટીશું અથવા તો બન્ને મરીશું.**" એન્ટોનિની આવી વાત સાંભળીને રોજરે કહ્યું: "મિત્ર! તું જે કહે છે તે ખરૂં છે; પરંતુ હું તરી જાણતો નથી, એટલે કેવી રીતે તારી જોડે આ દુસ્તર પાણીને કાપીને વહાણ ઉપર આવું ?" તેના જવાબમાં એન્ટોનિએ કહ્યું: "તું તેને માટે ગભરાતો નહિ. તું મારી કમ્મર પકડજે. મારા શરીરમાં ઘણું બળ છે અને હું તરવામાં કુશળ છું. તેથી વગર હરકતે તને લઇને વહાણ સુધી પહોંચી શકીશ." રોજરે કહ્યું: "એન્ટોનિ! આમાં કંઇ પણ વળશે નહિ; કદાચ હું ભયને લીધે તારી કમ્મર છોડી દઇશ અથવા તો ખેંચાખેંચ કરી તને પણ ડૂબાવી દઇશ, માટે આવું કામ કરવાની જરૂર નથી. જ્યારથી મેં તારૂં આ બોલવું સાંભળ્યું છે ત્યારથી મને કંપારી છૂટે છે, માટે **મારી વાત સાંભળ.** મારા નસીબમાં જે થનાર હશે તે થશે. તું તારી રક્ષાનો ઉપાય કર; હવે વૃથા કાળ ન ગુમાવ. આવ આપણે છેલ્લા ભેટી લઇએ."

આવું કહીને રોજરે આંસુ ભરી આંખે એન્ટોનિને આલિંગન કર્યું. ત્યારે એન્ટોનિએ કહ્યું: “ દોસ્ત ! શામાટે તું રડે છે ? આ રોવાનો સમય નથી. **ઉપાય શોધવામાં આળસુ થવું અથવા હાથ આવેલો ઉપાય ન કરવો એ સ્ત્રીનું કામ છે;** માટે હિંમત પકડ. ફરીફરીને આવો લાગ મળશે નહિ; છતાં જો તું મારૂં કહેવું કબૂલ નહિ કરે તો હું આ ઘડિયે તારી સામે આપઘાત કરીશ. ”

એન્ટોનિએ આટલું કહીને, પોતાના મિત્રનો ઉત્તર સાંભળવાની વાટ ન જોતાં તેને ધક્કો મારીને સમુદ્રમાં નાખ્યો, અને પોતે પણ તરત તેની પછવાડે કૂદી પડયો. રોજરે સમુદ્રમાં પડતાંજ ભયથી ગાભરો થઇને જીવવાની આશા છોડી; પરંતુ એન્ટોનિએ તેને હિમ્મત આપીને ઘણી મહેનતે પોતાની કમ્મર પકડાવી. કદાચ તે કમ્મર છોડી દે એ આશંકાથી વારંવાર તેની તરફ જોતો જોતો તે વહાણ તરફ તરવા લાગ્યો. આ વખતે તે ( એન્ટોનિ ) એવી આતુરતાથી રોજરની તરફ જોતો હતો કે તે પ્રમાણે ઘણીજ થોડી માતાઓ પણ પુત્રના વિપત્‌કાળમાં તેના તરફ જોતી હશે.

પેલા વહાણના માણસોએ આ બે જણાને પહાડ ઉપરથી સમુદ્રમાં પડતા જોયા હતા; પરંતુ શા કારણથી એઓ આવા ઘણાજ હિમત ભરેલા કામમાં પડયા તેનો મર્મ નહિ જાણ્યાથી તેઓ નાના પ્રકારના વિચારો કરતા હતા; એટલામાં તેમણે જોયું કે એક હોડી તેઓની પછવાડે ધસી આવતી હતી. ગુલામોની સંભાળ રાખવાનું કામ કરનાર માણસો આ બે જણાને નાસતા જોઇને તેઓને પકડવા માટે

હોડી લઇને આવતા હતા. રોજર તે હોડી જોતાંજ સમજ્યો કે તે તેઓને પકડવા માટે આવે છે અને એન્ટોનિ ઘણીવાર સુધી જોરથી તરીને હવે થાકી ગયો છે, આથી તે ઘણો ગભરાઈને બોલ્યો: "મિત્ર એન્ટોનિ! કિનારા ઉપરથી એક હોડી આપણને પકડવા આવે છે. જો તું મને છોડી દઇને એકલો ચાલ્યો જઇશ; તો એ હોડીવાળા મને પકડશે તે પહેલાં તું વગર હરકતે વહાણ ઉપર પહોંચી જઈશ. હું એકલો તેમને રોકું છું. તું મારી આશા છોડીને તારો પોતાનો બચાવ કર, નહિ તો બન્નેને પકડીને પાછા કિનારે લઇ જશે."

આવું કહીને રોજરે એન્ટોનિની કમ્મર છોડી દીધી અને તે પાણીમાં ડુબી ગયો; પણ ઉત્તમ પ્રેમનો કેવો મહાન પ્રભાવ છે! એન્ટોનિએ તેને પોતાની કમ્મર છોડી દઇને પાણીમાં ડુબેલો જોતાંજ તેને બહાર કાઢવા માટે તરત પાણીમાં ડુબકી મારી. થોડી વાર સુધી તેઓ બન્ને જણાયા નહિ, તેથી પેલી હોડીમાંના માણસોએ તેમને ન જોયાથી કઈ તરફ જવું એ નક્કી નહિ કરી શકયાથી થોડીવાર સુધી સ્થિર થઈ રહ્યા. વહાણમાંના માણસો પણ આશ્ચર્ય પામીને એકીટસે આ અદ્ભુત બનાવ જોતા હતા; તેથી તે બે જણાને પાણીમાં ડુબી જતા જોઇને કેટલાક ખારવા એક હોડી સમુદ્રમાં નાંખીને તેઓની શોધ કરવા લાગ્યા. તેમણે થોડીવાર સુધી ચારે બાજુએ ફાંફાં માર્યાં પછી જોયું કે એન્ટોનિએ એક હાથમાં રોજરને મજબૂત પકડયો છે, અને બીજા હાથથી હોડીની તરફ આવવા માટે તે ભગીરથ પ્રયત્ન કરે

છે. ખારવાઓ આ જોઇને દયાથી ગળગળા થઇને પોતામાં જેટલું બળ હતું તેટલું કામે લગાડીને હલેસાં મારતા તેઓની પાસે જઇ પહોંચ્યા, અને તરત તેઓને હોડીમાં ઉપાડી લીધા.

આ વેળાએ એન્ટોનિ એવો તો થાકી ગયો હતો કે એક મિનિટ વધારે વાર લાગત તો બન્ને પાણીમાં ડૂબી મરત. '**તમે મારા મિત્રને બચાવો**' આટલું બોલતાં તે અચેત થઈ ગયો અને મરી ગયો હોય એવું જણાવા લાગ્યું. રોજર પણ તે વેળાએ અચેતન હતો; પરંતુ તેણે કેટલીક ક્ષણે આંખ ઉઘાડી અને એન્ટોનિને મૃત્યુવત્ અવસ્થામાં પડેલો જોઈને શોકથી ઘણોજ વ્યાકુળ બની ગયો, તથા બહુ અફસોસ કરતો એન્ટોનિના અચેતન શરીરને આલિંગન દઈને આંસુઓ વરસાવવા લાગ્યો. તે કહેવા લાગ્યો: "સખા! મેંજ તારો પ્રાણવધ કર્યો છે! તેં મારી ગુલામગીરી દૂર કરવા માટે અને મારો જીવ ઉગારવા માટે આટલો યત્ન અને મહેનત કરી; પણ મારા તરફથી તો તેનો આવો બદલો મળ્યો છે! હું ઘણોજ ઘાતકી તથા નીચ છું, નહિ તો તારો પ્રાણવિયોગ જોઇને શું મારે પ્રાણ ધારણ કરવો જોઇએ? તને ગુમાવીને મારે પ્રાણ ધારણ કરવાનું શું પ્રયોજન છે?"

આવી રીતે શોકાતુર થઇને તે એકદમ ઉભો થયો, અને જો ખારવાઓ બળજોરીથી નહિ રોકત તો તે સમુદ્રમાં કૂદીને નિ:સંદેહ પ્રાણત્યાગ કરત. ખલાસીઓએ રોકયાથી તે ઘણોજ વિલાપ અને પરિતાપ કરીને કહેવા લાગ્યો: "શામાટે તમે મને રોકો છો? હું આવી રીતે મિત્રના

વિયોગથી કદી પ્રાણુ ધારણુ કરી શકીશ નહિ; મારે માટેજ એનો પ્રાણુ ગયો છે" આવું કહીને તે એન્ટોનિના શરીર ઉપર પડીને કહેવા લાગ્યો: "એન્ટોનિ! હું જરૂર તારો સાથી થઇશ, કોઈ પણુ મને રોકી શકશે નહિ. હે ખારવાઓ! તમને જગદીશ્વરની આણુ છે. તમે મને હવે રોકશો નહિ. મને મારા પ્રાણુાધિક મિત્રનો અનુગામી થવા દો."

સૌભાગ્યક્રમથી થોડીવારે એન્ટોનિએ એક લાંબો શ્વાસ લીધો. રોજર તે જોઇને આનંદથી અધીરો બનીને ઉચ્ચ સ્વરથી બોલ્યો: "મારો મિત્ર જીવતો છે! મારો મિત્ર જીવતો છે! જગદીશ્વરની કૃપાથી હજુ તેનો પ્રાણુ ગયો નથી." ખારવાઓ તેને શુદ્ધિમાં લાવવા માટે ઘણો પ્રયત્ન કરવા લાગ્યા. થોડીકવારે આંખ ઉઘાડીને એન્ટોનિએ પોતાના મિત્રની તરફ નજર કરીને કહ્યું: "રોજર! મેં તારી પ્રાણુ રક્ષા કરી છે તેને માટે જગદીશ્વરને ધન્યવાદ આપ." તેણે શુદ્ધિમાં આવી આંખો ઉઘાડેલી જોઇને અને તેનાં અમૃત જેવાં વાક્ય સાંભળીને રોજર આનંદસાગરમાં મગ્ન થયો. તેની આંખમાંથી ચોધારાં આંસુઓ પડવા લાગ્યાં.

થોડીકવારે તે હોડી વહાણુપર પહોંચી. વહાણુમાંના બધાં માણુસો ખલાસીઓને મ્હોડેથી બધી વાત સાંભળીને તેઓ ઉપર ઘણો સ્નેહ અને દયા દેખાડવા લાગ્યાં. ઉપલું વહાણુ માલ્ટા તરફ જતું હતું. ત્યાં પહોંચ્યા એટલે બંને મિત્રોને કિનારે ઉતારવામાં આવ્યા અને પછી ત્યાંથી તેઓ પોતપોતાને ઘેર ગયા.

## ( ૩૧ ) મહેતાજી ઉપર એક છોકરાનો પ્રેમ.

રુશિયાની રાણી બીજી કેથેરાઇનને છોકરાં ઉપર ઘણોજ પ્રેમ હતો. કોઇનું પણ બાળક જોઇને તે ઘણીજ ખુશી થતી અને તેને લાડ લડાવતી હતી. નોકર–ચાકરનાં છોકરાંઓ સર્વદા તેની પાસે રહેતાં હતાં. સ્નેહ અને યત્નની સાથે અનાથ બાળક છોકરાંઓનું ભરણ–પોષણ તે પોતાના ખર્ચથી કરતી હતી. નોકરોને હુકમ આપ્યો હતો કે **"તમે જે અનાથ બાળકને જુઓ તેને તરત મારી પાસે લાવજો."**

એક દહાડો પોલીસના માણસોએ રસ્તામાં એક ઘણુંજ નાનું બાળક પડેલું દીઠું. તે જોતાંજ તેને રાણી પાસે લાવ્યા. તે સ્નેહથી અને યત્નથી તેનું ભરણ–પોષણ કરવા લાગી.

એ બાળક રાણીને ઘણોજ વહાલો લાગ્યો. તે પાંચ વર્ષનો થયો એટલે તેને નિશાળે ભણવા મુક્યો. અને તે સારી રીતે શીખે તેને માટે યોગ્ય બંદોબસ્ત કર્યો. છોકરો પણ ઘણોજ બુદ્ધિમાન હતો. તે ઉત્તમ રીતે શીખવા લાગ્યો. વિશેષે કરીને જે ગુણો હોવાથી છોકરાં લોકોને વહાલાં અને સ્નેહપાત્ર થઇ શકે છે, તે સર્વ ગુણો આ સારા સ્વભાવના છોકરામાં હતા. એ જોઇને રાણી ઘણીજ ખુશી થવા લાગી. તેના ઉપર તેની મમતા દિવસે દિવસે વધવા લાગી; એટલુંજ નહિ પણ તેને પોતાના પેટના છોકરાની પેઠે જાણતી હતી, અને તે બાળક પણ તેને પોતાની માતા તરીકે જાણતો હતો.

એક દિવસ તે નિશાળમાંથી પાછો આવ્યા પછી રાણીએ તેને પોતાની પાસે બોલાવતાં તે આવ્યો; પણ આજે તે ઘણોજ

દિલગીર જણાયો. રાણીએ તેને ખોળા ઉપર બેસાડીને કારણ પૂછતાં તે બાળક રોવા લાગ્યો. રાણીએ તેનાં આંસુ લુછયાં અને બોકી દઈને સ્નેહથી કહ્યું: "બેટા! તું શા માટે રડે છે?"

તેણે કહ્યું: "મા! હું આજે નિશાળમાં હતો તેટલીવાર રડ્યાજ કર્યો છું. નિશાળમાં જઈને સાંભળ્યું કે મારો મહેતાજી મરી ગયો છે. મેં તેની સ્ત્રી અને બાળકોને ત્યાં રોતાં જોયાં. તેઓ સઘળાં કહે છે કે અમે ઘણાં ગરીબ છીએ, અમારી પાસે ખાવા જેટલા પૈસા નથી અને મદદ કરે એવાં કોઇ સગાં-વહાલાં નથી. એ સર્વ જોઇને તથા સાંભળીને મને બહુ દુઃખ થયું છે. મા! તમારે તેઓને માટે કંઇ બંદોબસ્ત કરી આપવો પડશે."

બાળકના મ્હોંથી આ સર્વ વાત સાંભળીને રાણીના અંતઃકરણમાં કરૂણાનો ઉદય થયો. તેણે તરત એક નોકરને બોલાવીને એ વિપ્રની તપાસ કરવાને મોકલ્યો, અને તે બાળકને બોકી દઇને કહ્યું: "બેટા! નાની ઉમ્મરમાં આવી બુદ્ધિ અને વિચાર કરવાની તારામાં શક્તિ છે એ જોઇને હું ઘણીજ ખુશી થઈ છું, જેથી તારા મહેતાજીનાં સ્ત્રી બાળકોને કંઇ પણ દુઃખ વેઠવું નહિ પડે તેને માટે હું જરૂર બંદોબસ્ત કરીશ. તું તેને માટે હવે ખેદ કરીશ નહિ."

મોકલેલો માણસ થોડીકવારે આવ્યો અને મહેતાજીના મરવાથી તેના કુટુંબમાં પૈસાના વાખા છે તે બધી બીના છોકરાએ કહી હતી તેવીજ કહી. તે વેળાએ રાણીએ તે છોકરાને ત્રણસો રૂબલ એટલે રૂ. ૫૦૦ આપીને મહેતાજીની સ્ત્રી પાસે મોકલ્યો અને થોડા દિવસમાં તેના કુટુંબનો સારી

રીતે ગુજારો થાય અને તેના છોકરાઓ સારી કેળવણી લે તેને માટે સારો બંદોબસ્ત કરી આપ્યો.

## ( ૩૨ ) ગુરુનું નુકસાન અટકાવવાને દુઃખ વેઠનાર આરૂણિ

પૂર્વકાળે અયોદધૌમ્ય નામે એક ઋષિ હતા. તેમના એક શિષ્યનું નામ આરૂણિ હતું. અયોદધૌમ્ય ઘણા દયાળુ પ્રકૃતિના હતા. ક્યાંસુધી શિષ્યો કષ્ટ સહન કરી શકે છે, તેની પરીક્ષા કરવા માટે તેઓ વખતોવખત શિષ્યોને કોઈ કોઇ સખ્ત કામમાં લગાડતા હતા. શિષ્યો બચપણથીજ મહેનતુ તથા સહનશક્તિવાળા થાય એજ તેમની ઇચ્છા હતી. તેમણે એક દહાડો આરૂણિને ધાન્યના ખેતરની પાળ બાંધવા કહ્યું. આરૂણિ ગુરૂની આજ્ઞાથી ખેતરમાં જઈને પાળ બાંધવા લાગ્યો, પણ ઘણો યત્ન કર્યા છતાં બાંધી શક્યો નહિ. પાણીનો વેગ બંધ થાય એમ ન લાગ્યું ત્યારે તેણે વિચાર કર્યો કે: "પાળ નહિ બંધાય તો બધું પાણી ખેતરમાંથી નીકળી જશે અને ગુરૂના ધાન્યની ઘણી નુકસાની થશે; તેમજ ગુરૂની આજ્ઞા ન પાળી શકવાથી હું પણ અપરાધી થઇશ." આરૂણિએ તે પછી પોતે તે જગ્યાએ સુઇને પાણીનો માર્ગ બંધ કર્યો. ઘણો વખત વહી ગયો પણ આરૂણિ તે જગ્યાપરથી ઉઠયો નહિ. પછી કેટલીક વારે ગુરૂએ બીજા શિષ્યોને આરૂણિ વિષે પૂછયું તો તેઓએ કહ્યું: "આરૂણિ આપની આજ્ઞાથી ખેતરમાં પાળ બાંધવા ગયો છે." બધા શિષ્યોને સાથે લઈને જ્યાં આરૂણિ સૂતો હતો ત્યાં ગયા. પછી તે ઋષિએ આરૂણિને બુમ પાડીને કહ્યું: "વત્સ!

આરૂણિ! ક્યાં છે, મારી પાસે આવ.” આરૂણિએ ગુરૂનાં વચન સાંભળીને તરત ખેતરમાંથી ઉઠી આવીને નમ્રતાથી ગુરૂને કહ્યું: “ખેતરમાંથી જે પાણી વહેતું હતું તે બંધ ન થઇ શકવાથી મેં પોતે સૂઈને તે પાણીને આવતું અટકાવ્યું હતું, તથા હવે બીજી શી આજ્ઞા છે?” અયોદધૌમ્યે શિષ્યની આવી સહનશીલતા તથા ગુરૂભક્તિ જોઈને કહ્યું: “વત્સ! તેં મારી યથાયોગ્ય આજ્ઞા પાળી છે, તારૂં કલ્યાણ થાઓ. બધા વેદ તથા બધા ધર્મશાસ્ત્ર તને પ્રાપ્ત થાઓ. તું અનાજના ખેતરની પાળને ભેદીને ઉઠયો છે એ વાસ્તે આજથી તું ‘ઉદાસક’ નામથી પ્રસિદ્ધ થઈશ. આરૂણિ આવી રીતે સેવાથી ગુરૂને સંતુષ્ટ કરીને વરદાન મેળવી પોતાને મુકામે ચાલ્યો ગયો.

---

## (૩૩) સ્વદેશની રક્ષા માટે પ્રાણ આપનાર વીર બાળક પુત્ત.

જ્યારે મુસલમાન બાદશાહો દિલ્લીમાં રાજ્ય કરતા હતા, ત્યારે મેવાડમાં ચિત્તોડ નામે એક વખણાયલું શહેર હતું.

રાજપુતાનાના રહેવાસીઓને રજપુત કહે છે. તેઓ ઘણા હિમ્મતવાન, બહાદુર અને લડાઈ કરવામાં ઘણા નામીચા છે. આગલા જમાનામાં ઘણાક રજપુતોએ પોતાના દેશના માટે લડાઇ કરીને પ્રાણ આપ્યા છે. ચિત્તોડમાં આવા બહાદુર લડવૈયા રહેતા હતા. તેઓ પણ પોતાના દેશનું રક્ષણ કરવાને ખાતર પ્રાણ આપવામાં કદિ પણ પાછી પાની ભરતા નહોતા.

એક વખતે દિલ્હીનો મુગલ બાદશાહ અકબરશાહ ઘણું લશ્કર લઈને ચિત્તોડ લેવા આવ્યો, તે વેળા ચિત્તોડનો રાજા ઉદયસિંહ પોતાનું રાજપાટ છોડીને બીજી જગ્યાએ જઈ ભરાયો; તેથી તેનો સેનાપતિ જયમલ્લ શહેરની સંભાળ રાખતો હતો. એક વખતે રાત્રે અકબરશાહે જયમલ્લને ગોળી મારીને મારી નાંખ્યો તેથી ચિત્તોડના રહેવાસીઓ ગભરાયા. આવી વિપદની વેળાએ ચિત્તોડનો એક બહાદુર છોકરો સ્વદેશની રક્ષા કરવાને માટે લડાઈમાં ઉતર્યો.

તે વીરબાલકનું નામ પુત્ત હતું. તેની ઉમ્મર ફક્ત સોળ વર્ષની હતી. પુત્ત હતો તો બાળક, પણ મોટા મોટા બહાદુર માણસોની પેઠે તે હિંમતવાન અને જોરાવર હતો. તે પોતાની માતા અને પોતાની સ્ત્રી પાસે યુદ્ધમાં જવાની રજા લેવા ગયો, અને તેમણે તેને ખુશીથી રજા આપી. પુત્તની બ્હેને પણ તેને લડાઇ કરવા જવાને કહ્યું. એ પ્રમાણે સઘળાઓની પાસેથી રજા લઈને શત્રુના હાથમાંથી જન્મભૂમિને બચાવવા માટે તે લડાઇ કરવા ગયો. તેની મા, સ્ત્રી અને બ્હેન પણ તે વખતે ઘરમાં બેસી રહ્યાં નહિ. તેઓ પણ હથિયાર સજીને પોતાના દેશની રક્ષા કરવા માટે ઉત્સાહની સાથે લડાઇ કરવા નીકળ્યાં.

અકબરનું લશ્કર બે ભાગમાં વહેંચાયેલું હતું. એક ભાગ પુત્તની જોડે લડતો હતો અને બીજો ભાગ બીજી તરફથી પુત્તને રોકવા માટે આવતો હતો. એ બીજા ભાગના લશ્કરને પુત્તની મા, બાયડી અને બ્હેનનું પરાક્રમ જોઇને ઘણી અજાયબી ઉપજી. બપોરે બે વાગે પુત્ત પોતાની માની

પાસે આવીને જુએ છે તો બ્હેને લડાઈમાં પ્રાણ છોડયો છે અને માતા તથા સ્રી બંદૂકની ગોળીઓ વાગવાથી તરફડતાં જમીન ઉપર પડયાં છે. પુત્ર પાસે આવતાં માતાએ તેને કહ્યું: "**બેટા ! અમે સ્વર્ગમાં જઇએ છીએ, તું પાછો લડાઇ કરવા જા અને જન્મભૂમિને માટે લડાઇ કરી આવીને અમને સ્વર્ગમાં મળજે.**" આટલું બોલતાં બોલતાં પુત્તની માએ પ્રાણ છોડી દીધો. પુત્તની બાયડીએ પણ સ્વામીની તરફ ધીરભાવથી એકીટસે જોઇને પ્રાણ ત્યાગ કર્યો. પુત્ત હવે સ્થિર રહી શકયો નહિ. વિશેષ ઉત્સાહ અને બળની સાથે ફરીથી શત્રુસેનામાં જઇને તે લડાઈ કરવા લાગ્યો. આ વીર બાળકે માનાં છેલ્લાં વાકય પ્રમાણે વર્તવામાં જરા પણ પાછી પાની કરી નહિ. **જન્મભૂમિની રક્ષા માટે ખુશીભેર લડાઇ કરતાં કરતાં તેણે પ્રાણ છોડયો. તેઓ સઘળાં સ્વર્ગમાં ગયાં છે અને તેઓની કીર્તિ આ સંસારમાં કાયમ રહી ગઇ છે.**

---

## ( ૩૪ ) ભુંડું કરનારનું ભલું કરનાર છોકરો.

ફ્રાન્સના એક શહેરની નિશાળમાં એવો ધારો હતો કે કોઇ છોકરો કંઇ અપરાધ કરે તો મહેતાજી તેના વર્ગના છોકરાઓનું પંચ નીમીને ન્યાયાધીશની પેઠે તે છોકરાઓને હાથે તેનો ન્યાય કરાવતો. જો ગુન્હો સાબિત થતો તો તેને ફક્ત રોટલી અને પાણી આપીને એક અંધારી કોટડીમાં પૂરી રાખતો હતો. વળી એવો પણ નિયમ રાખ્યો હતો કે જો કોઇ છોકરો તે ગુન્હેગારની વતી પોતે કેદખાનામાં

રહેવાનું કબુલ કરતો તો પેલા અપરાધી છોકરાને છોડી દેવામાં આવતો હતો.

નિશાળમાં એક મસ્તીખોર છોકરો હતો, તે સર્વદા મસ્તી કર્યા કરતો. તેને વારંવાર કેદખાનામાં રાખવામાં આવતો. મહેતાજી તેનાથી કંટાળી ગયો હતો. મહેતાજીએ કહ્યું હતું કે, "જો હવેથી તે તોફાન કરશે તો તેને આ નિશાળમાંથી કહાડી મૂકવામાં આવશે."

ભોગજોગે એક દહાડો પેલા મસ્તીખોર છોકરાએ એક છોકરાને માર્યો. તેને માટે પંચ મુકરર કરીને તેનો ન્યાય થયો. પંચે તેને અપરાધી ઠરાવ્યો. તેને અંધારી કોટડીમાં પૂર્યો. પછી કલાસમાં પૂછવામાં આવ્યું કે, "તેને માટે કોઇ દયા કરવાને તૈયાર છે ?" ત્યારે બધા નિશાળીઆઓએ કહ્યું કે, "તે ઘણો ખરાબ છે. તેના ઉપર અમે દયા કરતા નથી." તે વેળાએ જે છોકરાને પેલા કેદ પડેલા છોકરાએ માર્યો હતો તેના મનમાં દયા આવી અને તેણે કહ્યું કે, "**સાહેબ ! હું તેને બદલે કેદખાનામાં જવાને રાજી છું.**" આ સાંભળીને બધા આશ્ચર્ય પામ્યા પછી તેને કેદખાનામાં નાખ્યો અને પેલા મસ્તીખોરને છોડાવ્યો. તે મસ્તીખોર છોકરો આથી વિચાર કરવા લાગ્યો કે, "મેં જેને માર્યો હતો તેણેજ મને છોડાવ્યો ! આહા ! તે કેવો ભલો છોકરો છે ! બીજા કોઇએ મને છોડાવ્યો નહિ." તેના મનમાં આ વિષે તરેહ-વાર વિચારો ઉત્પન્ન થયા અને તે અફસોસ કરવા લાગ્યો. ત્યાર પછી તેણે મહેતાજીને પોતાના અપરાધની માફી આપ-વાની અને પેલા છોકરાને છોડવાની અરજ કરી અને કહિ

પણ ખરાબ ચાલ ચલાવીશ નહિ એવું વચન આપ્યું. ત્યાર પછીથી તેણે કોઇ પણ વેળાએ આગળના જેવી ખરાબ ચાલ ચલાવી નહોતી.

આના ઉપરથી શીખામણ લેવાની કે **દુશ્મનને સારાં કામ કરીને શરમાવવો જોઈએ, નહિ કે ખરાબ વચનો કહીને તથા મારીને, ખરી ક્ષમા ત્યારેજ કહેવાય કે દુશ્મનનું પણ હિત કરાય.** ઉપલા છોકરાના દૃષ્ટાન્તથી જણાય છે કે તે ખરેખરો ક્ષમાશીલ છોકરો હતો.



## ( ૩૫ ) ગરીબાઇની અડચણો વેઠી ભારે વિદ્વતા મેળવનાર લૅંગોમૅન્ટેનસ.

આ વિદ્વાન પુરૂષના જન્મ ડેનમાર્ક દેશમાં આવેલા લંગ્સબર્ગ નામે ગામમાં થયો હતો. એનો બાપ દરરોજની મજુરી કરીને ગુજરાન ચલાવતો, તેથી છોકરાને ભણાવવાનો ખરચ કરવાનું તેનું ગજું નહોતું. લૅંગોમૅન્ટેનસ આઠ વર્ષનો થયો ત્યારે તેનો બાપ મરણ પામવાથી તે કેવળ નિરાધાર થઇ પડયો; પરંતુ વિદ્યા ભણવાની તેની ઘણી આતુરતા જોઇને તેના મામાએ તેને એક નિશાળે મૂકયો.

લૅંગોમૅન્ટેનસને બીજા કેટલાક ભાઈ હતા. તેઓ ભણી શકયા નહોતા, તેથી આ પ્રમાણે તેને નિશાળે જતો જોઈને તેમને ઘણી અદેખાઈ આવી. તેઓ તેને એટલો હેરાન કરવા લાગ્યા કે તેથી કંટાળીને ફ્રીનલાંડમાં આવેલા વિબર્ગ શહેરમાં નાસી ગયો.

નિશાળે જઈ વિદ્યા ભણવાની તેને બહુ હોંસ હોવાથી તે વિબર્ગમાં આવીને ત્યાં ભણવાની જોગવાઇ કરવા માટે બનતા ઉપાય કરવા લાગ્યો. અન્ન, વસ્ત્ર અને પુસ્તકોના ખર્ચને માટે પૈસા મેળવવાને તેણે ઘણાં ફાંફાં માર્યા; પણ કાંઈ વળ્યું નહિ. છેવટે બહુ વિચાર કરીને એક પાઠશાળામાં દાખલ થયો. દિવસે તે અભ્યાસ કરતો અને રાત્રે બીજે ઠેકાણે જઈ મજુરી કરીને થોડું થોડું પેદા કરી દુઃખ વેઠીને દહાડા કાઢતો હતો.

એ પ્રમાણે અગીઆર વર્ષ સુધી દુઃખ વેઠી ખરા ઉમંગ અને ઉદ્યોગથી તે સારી પેઠે ભણ્યા પછી પાછો સ્વદેશ ગયો; અને ડેનમાર્કની રાજધાની કોપનહેગનની યુનિવર્સિટીમાં ગણિતશાસ્ત્રનો શિક્ષાગુરૂ નિમાયો. મરવા પહેલાં બે વર્ષ સુધી તેણે એ કાર્ય કર્યું હતું. વળી જુદી જુદી જાતના અનેક ગ્રંથો પણ તેણે રચ્યા હતા.

જુઓ, જેનો બાપ દરરોજ મજુરી કરીને દુઃખથી સંસાર ચલાવતો હતો, તેજ માણસ દુઃખ સહન કરીને પણ ખરા ઉદ્યોગ અને મહેનતને લીધે ઉત્તમ વિદ્યાભ્યાસ કરી શક્યો અને યુનિવર્સિટીનો શિક્ષાગુરૂ થયો. **ખરા મનથી મહેનત અને ઉદ્યોગ કરનાર માણસ શું ના કરી શકે?**

## ( ૩૬ ) રેમ્સ નામે વિદ્વાનનો બીજો એવોજ દાખલો.

ફ્રાન્સ દેશના પીકાર્ડી પ્રાંતમાં રેમ્સ જન્મ્યો હતો. તેનો બાપ ઘણોજ ગરીબ હતો. નાનપણમાં રેમ્સ બકરાં

ચારતો હતો, પણ કેટલાક દિવસ પછી એ કામ કરવાનું તેને ગમ્યું નહિ અને વિદ્યા ભણવાની ઘણી ઇચ્છા થઈ. 'અહીં રહેવાથી બકરાં ચારવાનું છૂટશે નહિ અને ભણી પણ શકાશે નહિ' એમ ધારીને તે બાપને ઘેરથી નાસીને પારિસ શહેરમાં જઈ રહ્યો. એ વખતે તેની ઉમ્મર માત્ર આઠ વર્ષની હતી.

પારિસ ગયા પછી કેટલાક દિવસ સુધી તેને બહુ દુઃખ ભોગવવું પડયું. વિદ્યા ભણવા માટે તે એટલો બધો આતુર બન્યો હતો કે, બીજો સારો જોગ નહિ મળવાથી છેવટે નેબારની પાઠશાળામાં ચાકરનું કામ કરવા તે રહ્યો. ત્યાં રહીને દિવસે થોડો ઘણો વખત મળે ત્યારે અને રાત્રે પણ બનતી મહેનત કરીને થોડા દિવસમાં તેણે સારો વિદ્યાભ્યાસ કર્યો. કોઈની પણ મદદ ન હોવા છતાં એ પ્રમાણે પોતાનીજ મહેનત અને ઉદ્યોગવડે તે ભણ્યો હતો.

પાઠશાળામાં દાખલ થઇને ત્રણ વર્ષ અને બે માસ સુધી તેણે રીતસર શિક્ષણ મેળવ્યું અને એવો સારો વિદ્વાન થયો કે એ વખતમાં તેના જેવો બીજો કોઈ નહોતો. તે એક પ્રસિદ્ધ પંડિત અને ગ્રંથકર્ત્તા બન્યો હતો, અને ન્યાયશાસ્ત્ર સંબંધી તે એક નવો મત ફેલાવી ગયો છે. જો વિદ્યા ભણવા માટે તેણે મહેનત કરી ન હોત, તો તેની આવી ઉત્તમ દશા થાત નહિ.



## ( ૩૭ ) આખરે સત્યનો જય અનુભવનાર છોકરો.

ઇંગ્લાંડના એક ગામડામાં એક ગરીબ છોકરો રહેતો હતો. તેનો બાપ મરી ગયો હતો તેથી તે છોકરો મેંઢાં ચરાવીને પોતાનું તથા પોતાની માનું પેટ ભરતો હતો. તે

ઘણો પ્રામાણિક તથા ખરૂં બોલનારો હતો અને પોતાના કામમાં કદિ પણ આળસ કરતો નહોતો. ગરમીના મહિનામાં એક દિવસે તે મેંઢાં, બકરાં ચરાવતો હતો; એટલામાં તેનો શેઠ ત્યાં આવ્યો અને છોકરાને પૂછ્યું: "તું થોડીવાર પહેલાં જે ઝાડની નીચે ખાવા બેઠો હતો ત્યાં હું પણ બેઠો હતો. ત્યાં હું મારી પૈસાની કોથળી વિસરી આવ્યો હતો તે તેં જોઈ છે ?" પેલા છોકરાએ કહ્યું: "ના સાહેબ, મેં જોઇ નથી. હું ત્યાં જઇને જોઈ આવું ?" શેઠે કહ્યું: "જા, જલદી જા." તેથી પેલો છોકરો એક રસ્તેથી જોતો જોતો ગયો અને તેનો શેઠ બીજે રસ્તે જોતો જોતો ગયો. એટલામાં શેઠનો અવાજ તે છોકરાએ સાંભળ્યો, તેથી જાણ્યું કે તેમને કોથળી જડી હશે તેથી મને પાછો બોલાવે છે; જેથી તે દોડતો દોડતો શેઠની પાસે જઇને બોલ્યો: "સાહેબ, કોથળી ક્યાંથી મળી ?" શેઠે કહ્યું: "મને તો મળી નથી. તને મળી છે ?" છોકરાએ જવાબ દીધો: "ના સાહેબ, મને પણ મળી નથી." શેઠે મનમાં ધાર્યું કે જરૂર થેલી એનેજ મળવી જોઈએ, નહિ તો તે ક્યાં જાય ? તેથી તેણે કહ્યું કે:—"તને તે થેલી મળવી જોઈએ. તું ખોટું બોલે છે. જ્યાં હોય ત્યાંથી લઇ આવ, નહિ તો મારીશ." આ સાંભળીને પેલા છોકરાએ હિંમતથી કહ્યું: "સાહેબ ! હું ખોટું બોલતો નથી. મને તમારી કોથળી જડી નથી." શેઠ ઘણો ગુસ્સે થયો છતાં પેલા છોકરાએ તો નાની નાજ કહી, જેથી શેઠે તેને પોતાની નોકરીમાંથી કાઢી મૂક્યો. પછી ઘેર જઇને તે છોકરાએ પોતાની માને બધી વાત કરી. મા જાણતી

હતી કે મારો છોકરો કદિ પણ ચોરી કરતો નથી તથા જુઠું બોલતો નથી તેથી તેણે છોકરાને કહ્યું: " કંઈ ચિંતા નહિ, કોઈને કોઇ દિવસે ખરૂં શું છે તે જણાશેજ. " આમ કહીને તેની માએ તેને દિલાસો આપ્યો. એક મહીના સુધી તે છોકરો નોકરી વગર રહ્યો; એટલામાં એક ગૃહસ્થને વાડીના કામને માટે છોકરો જોઇતો હતો તેથી તે છોકરો તે ગૃહસ્થને ત્યાં ગયો. ગૃહસ્થે તેને પૂછ્યું: " તું પહેલાં કયાં નોકર હતો ? અને ત્યાંથી શા કારણથી નીકળી ગયો ? " તેના જવાબમાં તેણે પોતાની બધી હકીકત કહી. તે સાંભળીને પેલા ગૃહસ્થે કહ્યું: " મહીના ઉપર હું ઘોડે બેસીને જતો હતો ત્યારે મેં એક કૂતરાને મ્હોંમાં કોથળી લઇને જતાં જોયો હતો. તે કોથળી એક ઓકના ઝાડના મૂળમાં લઈ ગયો, તે મેં દીઠી હતી. તેમાં શું હતું તે હું જાણતો નથી, પણ એ કોથળી તારા શેઠની હોવી જોઇએ એવી હું હવે અટકળ બાંધી શકું છું. તું બરાબર ત્યાં જઇને જોઇશ તો તે મળશે. " આવું તે ગૃહસ્થ બોલ્યો કે તરત તેણે તાળી પાડી અને રજા લઈને જે ઝાડની નીચે તે નોકર હતો ત્યારે ખાતો હતો ત્યાં ગયો અને તપાસ કરવા લાગ્યો. ઘણી તપાસ કરી ત્યારે કોથળી ત્યાંથી મળી. તે કોથળી લઈ પોતાના જૂના શેઠને હવાલે કરી અને પેલા ગૃહસ્થની કરેલી વાત કહીને તે કયાંથી જડી તે જણાવ્યું. ખોવાએલી થેલી મળ્યાથી શેઠ બહુ રાજી થયો અને તેણે પોતાની ભૂલ કબૂલ કરી. પછી પેલો છોકરો જે ગૃહસ્થે તેને થેલી જોયાની વાત કરી હતી, તેને ત્યાં ગયો અને સમાચાર

તેને કહ્યા. તે ગૃહસ્થને ખાતરી થઇ કે આ છોકરો પ્રામાણિક છે. પછી તેને તેણે પોતાની નોકરીમાં રાખ્યો. આગળ જતાં તે છોકરો ઘણાજ વિશ્વાસુ અને પ્રામાણિક નોકર તરીકે ગણાવા લાગ્યો.

**જુઓ સત્ય કેવું તરી આવે છે?**
**સત્ય કદિ પણ વૃથા જતું નથી.**

---

## ( ૩૮ ) પ્રામાણિક છોકરો.

વિલાયતમાં એક છોકરો રસ્તામાં વર્તમાનપત્ર વેચતો વેચતો જતો હતો. એક દુકાનદારે તે છોકરાને બોલાવીને વર્તમાનપત્ર લીધું અને તેને પૈસા આપવા ગજવું તપાસ્યું તો તેમાં પૈસા નહોતા; તેથી તેણે રૂપાનાણું આપીને બાકીના પૈસા પાછા માગ્યા. છોકરા પાસે પૂરતા પૈસા નહિ હોવાથી તે પોતાનાં વર્તમાનપત્રો ત્યાંજ મૂકીને દોડતો દોડતો પૈસા વટાવવા ગયો. પૈસા વટાવીને તે દોડતો દોડતો આવતો હતો તેટલામાં ઠોકર વાગવાથી પડી ગયો અને બધા પૈસા વેરાઇ ગયા. તેને ઘણું વાગવાથી તે બેભાન થઈ ગયો. આસપાસ માણસોએ વીંટાઇ જઇને તેના પૈસા એકઠા કર્યા અને તેને સાવચેત કરવાની તજવીજ કરવા લાગ્યા તથા તેને હોસ્પિટાલમાં લઈ ગયા. ત્યાં થોડીવારે પેલો છોકરો સાવચેત થયો. એના ભાઇને ખબર મળવાથી તે પણ હોસ્પિટાલમાં જઈ પહોંચ્યો હતો. સાવચેત થયા પછી પડી ગયેલા ભાઇએ બીજા ભાઇને પાસે બોલાવીને કહ્યું કે: “ આ પૈસા અમુક દુકાનદારને આપી આવ, અને તેને કહેજે કે વાર લાગી

તેને માટે માફ કરશો." દુકાનદારે તો તે છોકરાને પૈસા લાવતાં ઘણી વાર થયેલી જોઈને ધાર્યું હતું કે: "તે છોકરો મારા પૈસા લઈ નાસી ગયો છે." એટલામાં તેનો ભાઈ તેની દુકાને આવીને કહેવા લાગ્યો કે:–'આ પૈસા મારા ભાઈએ તમને આપવા કહ્યું છે; અને કહ્યું છે કે વાર લાગી તેને માટે માફ કરશો.' પછી તે માણસે પૂછ્યું: "તે છોકરો જાતે કેમ આવ્યો નહિ અને તું આવ્યો?" ત્યારે તેણે જે બીના બની હતી તે બધી કહી. એ સાંભળીને પેલા માણસે તેના પ્રામાણિકપણાની ઘણી તારીફ કરી. જુઓ, તે છોકરો પોતે દુઃખી થયો હતો; છતાં પણ યાદ રાખીને જેના પૈસા હતા તેને આપવાને પોતાના ભાઈને મોકલ્યો અને માફ કરવાને કહ્યું. જુઓ એ છોકરો કેવો પ્રામાણિક હતો! **તમારે પણ એના જેવા પ્રામાણિક થવું જોઈએ.**



## ( ૩૯ ) સાચા બોલો છોકરો.

યૂરોપખંડના એક શહેરમાં ચારલી નામનો એક છોકરો હાથમાં દડો ઉછાળતો ઉછાળતો રસ્તામાંથી જતો હતો, તેટલામાં એક દવા વેચનારની દુકાનના મોટા કાચપર તે દડો લાગ્યો, તેથી કાચ ભાગી ગયો. ચારલી ત્યાંથી નાસી ગયો નહિ; કારણકે તે બહાદુર અને ખરૂં બોલનારો છોકરો હતો. તેણે તરત તે દુકાનમાં જઇને દુકાનના ધણીને કહ્યું કે: "મારી ગફલતથી તમારી દુકાનનો કાચ ભાગી ગયો છે." તે દુકાનદારે ભાગેલો કાચ જોયો; અને તે બેસાડી આપવાનું તે છોકરાને કહ્યું. તે છોકરો ગરીબ હતો, તેથી

તેણે કહ્યું કે:–"મારી પાસે પૈસા નથી, પણ હું તમારી મજુરી કરીને તે ભરી આપીશ." પછી તેણે કેટલાક દિવસ સુધી તે દુકાનદારનું કામ કર્યું. જ્યારે કાચના પૈસા વસુલ થયા, ત્યારે પેલા દુકાનદારે કહ્યું કે તારા પૈસા વસુલ થયા છે, તું ખરો અને પ્રામાણિક છોકરો છે, હું તને કારકુન તરીકે રાખવા ચાહું છું. પેલા છોકરાએ તેની નોકરી કબુલ કરી, અને સુખેથી પોતાનો ગુજારો કરવા લાગ્યો. આપણામાં કહેવત છે કે "**સાચાનો બેલી પરમેશ્વર છે**" તે ખરૂં છે.



## (૪૦) પ્રામાણિકપણાથી પ્રખ્યાતી મેળવનાર છોકરો.

એક પૈસાદાર માણસ એડીનબરોના રસ્તા ઉપરથી જતો હતો. તેવામાં તેને એક ચીંથરેહાલ ગરીબ છોકરો મળ્યો. તે છોકરાએ તે પૈસાદારની પાસે જઇને મદદ માગી, તેથી તેણે પોતાના ગજવામાંથી છ પેન્સ એટલે ચાર આના કાઢીને તેના હાથમાં મૂકયા અને કહ્યું: "આમાંથી એક પેની તને આપવાની છે તે તું લે, અને બીજી પાંચ *પેન્સ મને આપ." તે છોકરા પાસે પાંચ પેન્સ નહોતી તેથી તેણે કહ્યું કે:–"હું હમણાં વટાવી લાવું છું." એમ કહીને તે દોડતો ગયો. તેને જરા વાર થવાથી પેલો ગૃહસ્થ થોડી વાર વાટ

*"પેની" એ ઇંગ્લાંડમાં ચાલતું તાંબા નાણું છે. આપણી આઠ પાઇ જેટલી એ એક પેનીની સાધારણ કિંમત ગણાય છે. એકથી વધારે પેની હોય ત્યારે એટલે પેનીના બહુ વચનમાં "પેન્સ" બોલાય છે.

જોઇને પછી ત્યાંથી ચાલ્યો ગયો. પેલો છોકરો વટાવીને પાછો આવ્યો ત્યારે પેલો ગૃહસ્થ ત્યાં ન જણાયાથી છેવટે તેણે મનમાં નિશ્ચય કર્યો કે, 'અહીંથી કોઈ વખત પણ જશે ત્યારે તેની પાંચ પેન્સ પાછી આપીશ.' તે છોકરો દરરોજ ભીખ માગીને ગુજારો કરતો હતો, પણ પેલી પાંચ પેન્સને હાથ લગાડતો નહોતો. દરરોજ તે પેલા ગૃહસ્થની શોધ કરતો હતો. પછી આશરે આઠ દિવસે તે ગૃહસ્થ ઇંગ્લાંડથી ત્યાં આવી પહોંચ્યો, છોકરાએ તેને ઓળખ્યો અને તરતજ તેની પાસે જઈને તેના હાથમાં પાંચ પેનીઓ મૂકી, અને કહ્યું: "સાહેબ! આપે મને આઠ દિવસ ઉપર છ પેન્સ વટાવવા આપી હતી, તેમાંથી એક પેની મને આપવાનું કહ્યું તે મેં લીધી છે અને આ બાકીની તમારી પાંચ પેન્સ." પેલા ગૃહસ્થને તો તે યાદ્દી પણ નહોતી. છોકરાની આવી સારી ચાલ જોઇને તે ઘણોજ ખુશી થયો અને તેની ગરીબ હાલત જોઈને તેનાપર તે ગૃહસ્થને દયા આવવાથી તેને પોતાને ત્યાં લઈ જઇ રાખ્યો ને કેળવણી લેવા માટે નિશાળે મૂકયો; પછી રહેતે રહેતે તે છોકરો ઘણું શીખ્યો અને પ્રખ્યાત થયો. જુઓ સત્યનો કેવો પ્રભાવ છે! **અજાણ્યા માણસો પણ પ્રામાણિકપણાથી ખુશી થાય છે.**

## (૪૧) એક બંગાળી બાળકની પ્રામાણિકતા

બંગાળામાં 'બાંદા' નામનું એક શહેર છે. તે શહેરની બહાર એક મોટો બગીચો છે. તેર ચૌદ વર્ષનો એક બંગાળી છોકરો એક વેળાએ તે બગીચામાં ફરતો હતો, તેટલામાં

બસિરમહમદખાં નામનો એક કાબુલી પોતાના દેશમાં પાછો જતો હતો, તે પણ પોતાના સરસામાન સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે થોડા વખત સુધી ત્યાં વિશ્રામ કર્યો, અને જતી વેળાએ રૂપીઆની એક કોથળી તે એ બગીચામાં ભૂલી ગયો. કોથળીમાં પાંચ હજાર રૂપીઆ હતા. પેલા ચૌદ વર્ષના છોકરાએ તે કોથળી જોતાંજ તે તેણે લઇ લીધી, અને તેમાં ઘણા રૂપીઆ છે એમ જાણવા છતાં પ્રામાણિક-પણાને વળગી રહીને તેણે તે પૈસા તેના ખરા માલિકને આપવાનો દૃઢ નિશ્ચય કર્યો.

પેલી તરફ બસિરમહમદને થોડેક દૂર જઈને રૂપીઆની કોથળી યાદ આવવાથી ઘણો ગાભરો બની બગીચાની તરફ પાછો ફર્યો. રસ્તામાં બાળકની જોડે તેની મુલાકાત થઇ. બાળકે તેને ચિંતાતુર જોઈને પૂછયું: "તમે શું કાંઈ ગુમાવ્યું છે?" વ્યાપારીએ કહ્યું: "મારી રૂપીઆની કોથળી ખોવાઈ છે." બાળકે તેને કોથળી દેખાડીને કહ્યું: "આ તમારા રૂપીઆ હ્યો." બસિરમહમદે કોથળી ઉઘાડીને જોયું, તો તેમાં પાંચ હજાર રૂપીઆ પૂરેપૂરા હતા. એક પણ રૂપીઓ તેમાંથી ઓછો થયો નહોતો. ત્યાર પછી તેણે બાળકને પૂછયું: "તમે આટલા રૂપીઆની લાલચ કેમ રોકવા પામ્યા?" બાળકે નમ્રતાપૂર્વક કહ્યું:—"**હું નાનપણથી આવું શીખતો આવ્યો છું કે, પારકા ધનને માટીના ઢેફા પ્રમાણે તુચ્છ જાણી કદિ પણ ચોરી કરવી નહિ.**" બાળકની વાતથી તે વ્યાપારી આશ્ચર્ય પામ્યો અને તે ખુશીથી પાંચ રૂપીઆનું ઇનામ તેને આપવા લાગ્યો; પણ

છોકરાએ કહ્યું:–"**મેં તમારા રૂપીઆ તમને પાછા આપ્યા, એ મારી ફરજ હતી; અને તે ફરજ મેં બજાવી છે.**" તે બાળકની આવી ભલમનસાઇ જોઇને, બસિરમહમદ સ્પષ્ટ રીતે તેને શાબાશી આપવા લાગ્યો; અને તેના આ ભલા કામની વાત વર્તમાનપત્રમાં પ્રકટ કરાવી. તે બાળકની સાધુતાની કહાણીની છેવટે બસિરમહમદે કહ્યું છે કે:–"એ રૂપીઆ મ્હારા શેઠના હતા. જો બાળક તે રૂપીઆ ખાઈ ગયો હોત, તો મારા શેઠનો ભરોસો મારાપરથી ઉઠી જાત અને મારે કેદખાનામાં જવું પડત; માટે એ બાળકે મારા ઉપર કેટલો બધો ઉપકાર કર્યો છે તેનું હું વર્ણન કરી શકતો નથી. હું કદિપણ એ છોકરાને ભૂલી શકીશ નહિ; અને પ્રભુ તેને લાંબી ઉમ્મર અને સુખ આપે એવી ઈશ્વિરની આગળ પ્રાર્થના કરીશ." એ બાળકનું નામ **વીરેશ્વર મુખોપાધ્યાય** છે. એ વીરેશ્વર બાંદાની અંગ્રેજી નિશાળનો વિદ્યાર્થી હતો. **સાધુતાના ગુણથી સૌ કોઇ આવી રીતે લોકપ્રિય અને આશીર્વાદને પાત્ર થાય છે.**

## (૪૨) એક વીશીવાળા છોકરાની ઇમાનદારી.

થોડા વર્ષની વાત ઉપર એક રૂશીયાનો રહેવાશી એક ગામથી બીજે જતો હતો. રસ્તો લાંબો હતો તેથી તે એક વીશીવાળાના ઘરમાં રાતવાસો રહ્યો અને સવારે ત્યાંથી ચાલ્યો ગયો. ધારેલે ઠેકાણે ગયા પછી જુવે છે તો તેની પૈસાની કોથળી ખીસ્સામાં મળે નહિ. તે કોથળીમાં ૧૦૦ રૂબલો હતા.

પેલો મુસાફર ગયા પછી તે વીશીવાળાના છોકરાને વીશીના આંગણામાં પૈસાની કોથળી નજરે પડી; પણ તેણે તેને હાથ ન અડાડતાં પોતાના બાપની પાસે આવીને તે વાત કરી. પિતાએ છોકરાની વાત સાંભળીને કહ્યું: "બેટા! તું તે કોથળી ઉપર થોડાં પાંદડાં અને ઝાડની ડાળીઓ પાથરી આવ." તે પ્રમાણે પેલા છોકરાએ તે કોથળી ઉપર પાંદડાં અને ડાળો નાખીને તેને ઢાંકી દીધી.

કેટલેક દિવસે પેલો મુસાફર ફરીને પાછો તે વીશીમાં આવ્યો અને વાતો કરતાં કરતાં પોતે કોથળી ખોયા હતા તેની વાત કહી, તે પેલા વીશીવાળાએ ધ્યાનપૂર્વક સાંભળી. પછી તે પૂરી થતાંજ તેણે કહ્યું:—"આ મારો છોકરો છે. તે તમને જે જગ્યાપર તમારી પૈસાની કોથળી પડી છે તે જગ્યા દેખાડશે. તેણે પોતાનો હાથ તેને અડાડયો નથી. ફક્ત ઉપરથી ઢાંકયું છે." પેલા ગૃહસ્થે છોકરા સાથે જઇને પાંદડાં અને ડાળીઓ ખસેડીને કોથળી કાઢી. ત્યારપછી વીશીમાં આવીને તે ગૃહસ્થે તે છોકરાનાં ઘણાં વખાણ કર્યાં. **જુઓ, જેને પારકા માલને અડવાની ઇચ્છા થઇ નહિ એ છોકરો કેટલો પ્રામાણિક કહેવાય?**

---

## (૪૩) ગરીબ છોકરાનું પ્રામાણિકપણું

એક ગરીબ છોકરાની બ્હેન માંદી હતી, તેથી તેની દવા કરવાનું પોતાના કાકાને કહેવાસારૂ તે જતો હતો. રસ્તામાં આવતાં આવતાં તેને એક નાની ચોપડી જડી; એ ચોપડીમાં ૫૦ ડોલરની એટલે ૧૨૦ રૂપીઆની નોટો હતી. તે છોકરો

પ્રામાણિક હતો, તેથી તેણે તે જેની ખોવાઈ હોય તેને પાછી આપવાનો દૃઢ નિશ્ચય કર્યો. પછી તેણે ઘેર આવીને પોતાની માને તે વાત કહી અને કહ્યું કે:–" મા ! જેના રૂપીઆ ખોવાયા છે, તે બિચારો કેટલો બધો દિલગીર થતો હશે ? આપણે એ રૂપીઆ વાપરીએ તો પ્રભુ આપણાપર નારાજ થાય, માટે તે ધણી મળશે ત્યારે આપણે તેના રૂપીઆ તેને પાછા આપી દઈશું." માતા જો કે ઘણીજ ગરીબ હતી, અને તેની છોકરી માંદી હતી તેની દવાને માટે તેની પાસે કંઈ પણ નહોતું; તે છતાં છોકરાનું આવું બોલવું તેને ઘણું સારૂં લાગ્યું, તેથી તેણે તેજ દિવસે વર્તમાનપત્રમાં જાહેર ખબર આપી કે, " અમને એક પૉકેટબૂક મળી છે તેમાં પચાસ ડોલરની નોટો છે માટે તે જેની હોય તેણે ફલાણે ઠેકાણે આવીને સાબીતી આપીને લઇ જવી." આ ખબર વાંચી, તરતજ તેનો માલિક ત્યાં આવ્યો. આ કુટુંબ ઘણુંજ ગરીબ છે, છતાં નોટો પાછી આપવા માટે નોટીસ છપાવી એ જાણીને પેલો ગૃહસ્થ ઘણોજ ખુશી થયો. પછી તેણે તે નોટો તે છોકરીની દવા વગેરેના ઉપયોગમાં ખર્ચવા માટે ભેટ આપી અને તેની ઈમાનદારી જોઈને તરત તેને પોતાની નોકરીમાં રાખ્યો. આગળ જતાં તે બાહીઆ નામના અમેરિકાના શહેરમાં મોટો નામાંકિત વેપારી થયો. **પ્રામાણિકપણું સારાંજ ફળ આપે છે.** જુવો આ છોકરાનું પ્રામાણિકપણું જ તેની ચઢતીનું કારણ થયું !

---

## (૪૪) વિશ્વાસ રાખવા લાયક છોકરો.

એક ગરીબ ભરવાડનો છોકરો એક દિવસે પહાડની ખીણમાં બકરાં ચરાવતો હતો. તે વેળાએ જંગલમાંથી એક શિકારીએ આવીને તેને પૂછયું: "અહિંથી પાસેમાં પાસેનું ગામ કેટલું દૂર છે?" પેલા છોકરાએ જવાબ આપ્યો, "સાહેબ! છ માઈલ દૂર છે; પણ રસ્તો બરાબર ઠીક ન હોવાથી ભૂલા પડાય તેવો છે."

શિકારી ધ્યાનથી રસ્તો જોવા લાગ્યો; પછી તે બોલ્યો: "ભાઇ! હું ભૂખ્યો, થાકેલો અને પાણીનો તરસ્યો છું. હું મારા સોબતીથી જૂદો પડયો છું અને મારો રસ્તો ભૂલ્યો છું. તું તારાં બકરાંને ચરતાં મૂકીને મને રસ્તો દેખાડ. હું તને પૈસા આપીશ."

છોકરાએ જવાબ આપ્યો: "સાહેબ! હું આવી શકતો નથી. મને મારો શેઠ પગાર આપે છે અને મારા ઉપર વિશ્વાસ રાખીને તેણે પોતાનાં બકરાં મને સોંપ્યાં છે. જો હું તેમને ચરતાં મૂકીને આપની સાથે આવું તો તે કયાંના કયાં ચાલ્યાં જાય અને કોઇ ચોરી જાય."

પછી શિકારીએ કહ્યું: "ઠીક, તારાં બકરાં મને સોંપીને મારા માટે તું ગામમાં જઇને ખાવાનું અને પાણી લઇ આવ. તું જ્યાંસુધી આવીશ નહિ ત્યાંસુધી હું તારાં બકરાં સાચવીશ."

પેલા ભરવાડના છોકરાએ કહ્યું: "સાહેબ! બકરાં હું તમને સોંપી શકતો નથી; કારણ કે તે જંગલમાં દૂર ચરવા જતાં રહે અને ત્યાં રીંછ તથા લોંકડી તેમને ઉચકી જઇને મારી નાખે તેમજ ચોર ચોરી જાય."

ત્યારે પેલા શિકારીએ કહ્યું : "બકરાં જશે નહિ અને જો જશે તો તારા શેઠનાં જશે. આ બકરાં તારાં નથી તો તને શી આપદા છે? હું તને એટલા રૂપીઆ આપીશ કે જેમાંથી તું એક વર્ષ સુધી સુખથી ખાઈ શકીશ."

તે છોકરાએ માથું હલાવીને કહ્યું: "બકરાં તમારો અવાજ ઓળખતાં નથી અને—"

"અને શું? તું મારા ઉપર વિશ્વાસ રાખતો નથી! શું તું મને ચોર બોર જાણે છે?" શિકારી ગુસ્સે થઈને બોલ્યો.

છોકરો આસ્તેથી બોલ્યો: "સાહેબ! તમે મને મારા શેઠના વિશ્વાસથી છોડાવવા માગો છો; કારણ કે તમે પહેલાં કહ્યું હતું કે 'બકરાં જશે તો તારા શેઠનાં જશે તેમાં તારૂં શું જનારૂં છે' પણ હું એ કામ કરીશ નહિ; કેમકે મારા શેઠે મારા ઉપર વિશ્વાસ રાખીને પોતાનાં બકરાં મને સોંપ્યાં છે. '**હું બેવિશ્વાસુ થઈશ નહિ.**'

આ સાંભળીને શિકારી હસ્યો અને ઘણો ખુશી થઈને બોલ્યો; "મારી ખાતરી થઇ કે તું સારો અને વિશ્વાસલાયક છોકરો છે. હું તને વિસરી જઈશ નહિ. હવે મને રસ્તો દેખાડ. હું પોતેજ ગામ શોધી લઈશ." ત્યારપછી વાતો કરીને તેણે તેનું નામ અને ઠેકાણું પૂછી લીધું. પછી તે ચાલ્યો ગયો. તે શિકારી એક મોટો જમીનદાર હતો. તેણે બીજે દિવસે પેલા છોકરાને બોલાવીને પોતાને ઘેર રાખ્યો અને ભણાવ્યો તથા વેપારમાં લગાડયો. પછી આગળ જતાં તે મોટો પૈસાદાર અને પ્રખ્યાત પુરૂષ થયો. તે વખતે

પણ તે ખરો પ્રામાણિક, વિશ્વાસુ અને જેવો બાળપણામાં હતો તેવોજ રહ્યો.



## (૪૫) સાચા બોલો વ્યાપારી છોકરો.

એક બજારમાં એક છોકરો શાકભાજીની દુકાન માંડીને બેઠો હતો અને તેની પડોશમાં બીજો છોકરો પણ શાકભાજી વેચતો હતો. એક દિવસ બપોરે એક ગૃહસ્થ પહેલા છોકરાની દુકાન ઉપર આવીને એક મોટું તરબૂચ હાથમાં લઈને બોલ્યો: "આ તરબૂચ સારૂં છે?" છોકરાએ તેના જવાબમાં કહ્યું કે: "આ તરબૂચ સારૂં નથી સાહેબ, જોવામાં તે સારૂં જણાય છે; પણ તે સડેલું અને ફીકું છે;" તેથી પેલા ગૃહસ્થે બીજી પડોશની દુકાન ઉપર જતા પહેલાં તે છોકરાને કહ્યું કે: "તું પ્રામાણિક જણાય છે તેથી તારો વકરો થશે નહિં." પેલા છોકરાએ જવાબ દીધો: "હું ખરેખરૂં કહીને આપીશ, જો લેનારની ઇચ્છા હશે તો તે લેશે, પણ હું ખોટું બોલીશ નહિં." આ સાંભળીને પેલા ગૃહસ્થને ઘણી ખુશી ઉપજી અને પછી પડોશની દુકાન ઉપર જઇને પૂછ્યું: "છોકરા! આ કાકડી તાજી છે?" તેના જવાબમાં પેલા બીજા છોકરાએ કહ્યું: "હા સાહેબ! તે તાજી છે." પેલા ગૃહસ્થે તે લીધી અને ઘેર ગયો. ત્યાર પછી કાકડીવાળા છોકરાએ પેલા તરબૂચ વેચનાર છોકરાને કહ્યું: "તું કેવો મૂર્ખ છે કે તેં તારૂં તરબૂચ ખરાબ છે એમ કહીને વેચ્યું નહિ! પોતાના માલને માટે એમ કહેવું ન જોઈએ. જો, મેં મારી કાકડી તાજી કહીને વેચી છતાં તે ત્રણ દિવસની

સડી ગયલી હતી! એમ જ્યારે તાજું કહીએ ત્યારે આપણો માલ વેચાય. હવે તારે તારૂં તરબૂચ નાખી દેવું પડશે અને તેમાંથી તને એકપણ પૈસો વસુલ થશે નહિ." આ સાંભળીને પેલા શાકભાજી વેચનાર છોકરાએ કહ્યું કે: "**હું કદ જુઠું બોલીશ નહિ, કંઈજ ન વેચાય તેની મને ફિકર નથી, પણ હું ખરૂં બોલું છું તેથી મને બહુ શાન્તિ રહે છે અને પરમેશ્વર તેનો આખરે બદલો આપે છે.**" પેલા ગૃહસ્થને કાકડી ખાધાથી જણાયું કે પેલા છોકરાએ મને ઠગ્યો છે; તેથી બીજે દહાડેથી પેલા ફળવાળા છોકરાની દુકાનમાંથીજ તે બધો સામાન લેવા લાગ્યો. પેલા કાકડી વેચનારની દુકાને તે કંઇપણ લેતો નહોતો. ધીરે ધીરે પેલા શાકભાજીવાળા છોકરાના પ્રમાણિકપણાની વાત શહેરમાં ફેલાઇ અને તેને ત્યાં ઘણા ગ્રાહકો આવવા લાગ્યાં. આખરે તે મોટો વ્યાપારી થયો; ત્યાર પછી તેણે મોટા મોટા બગીચા ખરીદીને વ્યાપાર ઘણો વધાર્યો. તેણે ખરૂંજ બોલવાનું રાખ્યું તેથી વ્યાપારમાં બહુ ચઢતી થઇ અને પડોશના છોકરાની હાલત આગળના જેવી રહી. **પ્રામાણિકપણે કરેલો વ્યાપાર આગળ વધે છે અને તેનો બદલો મળે છે** તેના ઘણા દાખલા છે. **પ્રથમ તેમાં ખોટ જાય; તો પણ આખરે તેમાં લાભ મળે છે.**

---

## (૪૬) લાલચથી દુર રહેનાર છોકરો.

એક ગરીબ છોકરો એક શેઠને ત્યાં ધૂમાડીયું સાફ કરવા ગયો હતો. સાફ કરતો કરતો દિવાનખાનામાં આવ્યો

અને ત્યાં ગોઠવેલી ઉત્તમ વસ્તુઓ જોઇને તે ખુશી થવા લાગ્યો. ત્યાં તે વખતે બીજું કોઈ પણ હતું નહિ, તેથી તે દરેક વસ્તુ હાથમાં લઈ થોડીવાર જોઇને પાછી લીધી હોય ત્યાં મૂકી દેતો હતો. એમ કરતાં કરતાં શેઠાણીની એક ઘણીજ શોભીતી ઘડિયાળ કે જે હીરામોતીથી મઢેલી હતી તે તેની નજરે પડી.

છોકરો તે ઘડિયાળ હાથમાં લઇ જોવા લાગ્યો, અને તેની ભારે ખૂબસૂરતી તથા ચળકાટ જોઇને તે ઉપર તે મોહી પડયો. તે કહેવા લાગ્યો કે: "જો મારી પાસે આવી ઘડિયાળ હોય તો કેવું સારૂં?" ધીરેધીરે એવા વિચારોએ તેના મનમાં ઘર કર્યું અને તે ઘડિયાળ ચોરી લેવાની તેને ઇચ્છા થઈ.

પરંતુ બીજીક્ષણે એકદમ ચકિત થઈને તે કહેવા લાગ્યો: "જો હું આ લાલચને રોકીશ નહિ અને આ ઘડિયાળ લઈશ તો ખરેખર ચોર બનીશ. જો કે હમણાં કોઈ માણસ આ ઓરડામાં જણાતું નથી, અને તેથી હું ચોરી કરીશ તો કોઇ જાણશે નહિ; પરંતુ જો પકડાયો તો મારી દુર્દશા થવામાં કંઈ બાકી રહેશે નહિ. હું સર્વદા જોતો આવ્યો છું કે ચોરને સરકાર સજા કરે છે; અને બંદીખાનામાં નાખીને ત્યાં ખાવાનું થોડું આપીને સખ્ત મજુરી કરાવે છે. વળી કદાચ **હું ચોરી કરીને માણસના હાથથી છુટી શકીશ; પણ ઈશ્વરની પાસેથી તો કદી પણ છુટવા પામીશ નહિ.** મારી માની પાસેથી ઘણીવાર સાંભળ્યું છે કે **આપણે ઈશ્વરને જોતા નથી; પણ તે**

**સર્વદા આપણને જુએ છે, અને આપણે જે કંઈ અંધારામાં કરીએ તે પણ તે જાણે છે."**

આમ બોલતાં તેનું મ્હોં ફીકું પડયું અને આખું શરીર ધ્રુજવા લાગ્યું. પછી તે તરત પેલી ઘડિયાળ જે ઠેકાણે હતી, તે ઠેકાણે પાછી મૂકીને કહેવા લાગ્યો: **"લોભ કરવો એ ઘણોજ ખરાબ છે. માણસો લાલચને ના રોકે, તો તે ચોર બને છે. હું હવે કદિ પણ લાલચને વશ થઈને ચોર બનીશ નહિ. ચોર બનીને ધનવાન થવાના કરતાં ધર્મના માર્ગમાં ચાલીને ગરીબ રહેવું ઘણુંજ સારૂં છે; કેમકે તેથી હમેશાં નિર્ભયપણે અને શાન્ત મનથી રહી શકાય છે."** ફક્ત વિચાર કર્યાથીજ મારા મનમાં આટલું દુ:ખ થાય છે, તો જો ચોરી કરી હોત તો કેટલું દુ:ખ થાત? આમ કહીને તે સદ્‌ગુણી ગરીબ છોકરો પાછો ઘર સાફ કરવા મંડયો.

ઘરધણિયાણીએ પાસેના ઓરડામાં ઉભે ઉભે તે છોકરાની બધી વાત સાંભળી હતી; તેથી તેણે તરત પોતાની ચાકરડીને હુકમ આપ્યો કે, "પેલા છોકરાને મારી પાસે લઈ આવ." તેણે તેમ કર્યું, પછી તે છોકરાને પેલી બાઇએ પૂછયું: "છોકરા તેં શા વાસ્તે મારી ઘડીઆળ લીધી નહિ?" છોકરો આ વચન સાંભળીને મૂઢ જેવોજ બની ગયો અને તેણે કંઈ પણ જવાબ આપ્યો નહિ; પરંતુ ઘુંટણ ઉપર બેસી હાથ જોડીને દીલગીરી ભરેલા ચ્હેરાથી બાઇનું મ્હોં તે જોવા લાગ્યો. તેનું શરીર પણ ભયથી થરથર ધ્રુજવા લાગ્યું.

તેની આવી દશા જોઈને તે શેઠાણી પ્રેમથી કહેવા લાગીકે:—"બેટા! ડરવાનું કંઈજ કારણ નથી. તું શા માટે આટલો ગભરાય છે? અહિંથી મેં તારી બધી વાત સાંભળી છે અને તેથી હું એટલી બધી ખુશી થઈ છું કે તેનું વર્ણન પણ કરી શકતી નથી. જો કે તું ગરીબ છે, પણ મેં આજ સુધી તારા જેવો ભલો અને ધર્મ ઉપર વિશ્વાસ રાખનાર બાળક કદી પણ જોયો નથી. પરમેશ્વરે તને લાલચમાંથી બચવાની આવી શક્તિ આપી છે, તેને માટે તું તેનો ઉપકાર માન અને તેને ધન્યવાદ આપ. હવે પછી ભવિષ્યમાં પણ આવી રીતે સાવચેત રહેજે. કદિ લોભના ફાંસામાં પડતાં નહિ. છોકરા! તેં જે આ લાલચમાંથી મનને વશ રાખ્યું છે તેને માટે તને ઇનામ આપવું જોઇએ." એમ કહીને તેણે કેટલાક રૂપિયા તે છોકરાના હાથમાં મૂકીને કહ્યું: "હવે તારે આવું ઘર સાફ કરવાનું કામ કરવું પડશે નહિ. તું વિદ્યાભ્યાસ કરીશ, તો આથી પણ ભલો અને સારા વિચારનો થઈશ માટે કાલથી તું ભણવા જજે. હું તારા ખાવા, પહેરવા અને ચોપડીઓ લેવાનું સર્વ ખર્ચ આપીશ." ત્યાર પછી તેને હાથ ઝાલીને ઉભો કર્યો અને તેની આંખમાંનાં આંસુ લોહ્યાં. શેઠાણીનું આવું સ્નેહ ભરેલું બોલવું સાંભળીને અને તેણે જે ઉદારતા દર્શાવી તે જોઇને પેલા ગરીબ છોકરાની ખુશીનો તો પારજ રહ્યો નહિ. તેની આંખમાંથી આનંદનાં આંસુ પડવા લાગ્યાં. પછી બીજાજ દિવસથી તે નિશાળમાં ભણવા ગયો અને ઘણી મહેનત તથા પરિશ્રમ કરીને શીખવા લાગ્યો. થોડા વર્ષમાં તેણે ઘણીજ સારી કેળવણી સંપાદન કરી અને તેથી

લોકોમાં વિદ્વાન અને ધર્મપરાયણ તરીકે પ્રખ્યાત થઈને તે સુખથી પોતાનો ગુજારો કરવા લાગ્યો.

---

## (૪૭) પોતાનો ગુન્હો કબૂલ કરનાર છોકરો.

યૂરોપખંડના એક શહેરની નિશાળમાં પાઠ લેવાની વખતે નિશાળીઆ સીસોટી વગાડતા હતા, તેથી મહેતાજી હંમેશાં ચીડાઇ જતો. એક વેળાએ તે ઘણોજ ચીડાઇને બોલ્યો કે, "હવેથી જો કોઇ પાઠ વેળાએ સીસોટી વગાડશે તો તેને સારી પેઠે સજા કરવામાં આવશે." આથી તે દિવસ તો કોઇએ સીસોટી વગાડી નહિ; પણ બીજે દિવસે પાઠ વેળાએ પાછી સીસોટી સંભળાઇ. સીસોટી કોણે વગાડી, તે શોધી કાઢવા માટે મહેતાજીએ આસપાસ નજર ફેંકી; પણ બધા ચૂપાચૂપ થઇને બેઠા હતા. કલાસમાં ઘણો મસ્તીખોર અને ઘડિયે ઘડિયે સીસોટી વગાડનારો એક છોકરો હતો. તેણેજ સીસોટી વગાડી હશે, એવું મહેતાજીએ ધારીને તે છોકરાને પાસે બોલાવ્યો. તે છોકરાએ કહ્યું કે, "મેં વગાડી નથી." પણ તેના બોલવા ઉપર ભરોસો નહિ મૂકતાં તેને મારવા માટે સોટી ઉગામે છે, તેવામાં એક છોકરો આવીને બોલ્યો: "સાહેબ! એણે સીસોટી વગાડી નથી; પણ મેં ભૂલથી વગાડી છે માટે મને તેની સજા કરો."

મહેતાજી આ સાંભળીને ઘણોજ ખુશી થયો; કારણ કે તેણે મારથી નહિ ડરતાં પોતાનો વાંક કબૂલ કર્યો, તેથી મહેતાજીએ કહ્યું કે: "હું તને સજા કરતો નથી; કારણ કે તેં તારો ગુન્હો પોતાની મેળેજ માન્યો છે અને બીજાને

અન્યાયથી સજા થતી હતી તેમાંથી તેને બચાવ્યો છે. હું તારી ચાલચલણ જોઇને ઘણોજ ખુશી થયો છું. બધા છોકરાઓએ તારો દાખલો લેવો જોઇએ" એવું કહીને તેણે તે છોકરાની બહુજ તારીફ કરી.



## (૪૮) નુકસાન ભરી આપનાર છોકરો.

એક છોકરો ઘણીજ સારી ચાલનો હતો; પણ તેનામાં એક ખોડ હતી. તે ઘણોજ રમતીઆર હતો. તેને પથ્થર ફેંકવાની ટેવ પડી હતી. રસ્તે જતાં પણ તે પથ્થર લઇને કોઇ વસ્તુને તાકીને મારતો. એક દિવસે નજર ચુકથી એક કાચની બારીના ઉપર તેનો પત્થર લાગ્યો તેથી કાચ ભાંગી ગયો; પણ તેથી તેણે ઘરમાં જઇને કહ્યું કે:–"**મારી ગફલતથી તમારી બારીનો કાચ ભાંગી ગયો છે.**" ઘરધણીએ બારીનો કાચ જોઇને તે છોકરાને કહ્યું કે:–"હમણાં ને હમણાં બીજો કાચ બેસાડી આપ. શા માટે તેં આવી ગફલત કરી ? માટે હવે તેનું ફળ તારે ભોગવવું પડશે. હમણાંજ બજારમાં જઇને કાચવાળાને બોલાવીને મારો કાચ બેસડાવી આપ." આ સાંભળીને છોકરાએ નમ્રતાથી કહ્યું કે:–"ઠીક છે, હું હમણાં કાચવાળાને બોલાવી બેસડાવું છું." આમ કહીને તે છોકરો જતો હતો, તેટલામાં ઘરવાળાએ તેને પૂછ્યું કે:–"તારી પાસે પૈસા છે ?" તેણે કહ્યું: "હાજી, મારી પાસે ૭ રૂપીઆ છે. તે મેં મારા ખાવામાંથી બચાવ્યા છે. તે રૂપીઆ મારી માને વર્ષગાંઠને માટે કંઇક ભેટ મોકલવાની ઇચ્છાથી રાખ્યા છે." ઘરધણીએ કહ્યું કે:–" મારો

કાચ બેસાડી આપ. હું બીજું કંઈજ ચહાતો નથી." પછી પેલો છોકરો બજારમાંથી કાચવાળાને લઇને પેલા ધણીનો કાચ બેસડાવીને પોતાને ઘેર જવા નીકળ્યો. તે વેળાએ પેલા ગૃહસ્થે વાત પર વાત કરીને તેનું નામ અને ઠેકાણું પૂછી લીધું.

બીજે દિવસે સવારે પેલા છોકરાના નામપર એક પાર્સલ આવ્યું. તે પાર્સલ ઉખેડીને જુએ છે તો એક ઘણીજ કીંમતી વસ્તુ તેમાંથી મળી અને તેની સાથે એક પત્ર હતો, તેમાં લખ્યું હતું કે:–"આ લે, તારી માને માટે ભેટ, હું તારી સત્યતા અને પ્રમાણિકપણાથી આનંદિત થયો છું અને તેથી આ એક નજીવી ભેટ મોકલી છે. પરમેશ્વર તારા ઉપર હમેશાં કૃપા કરે એવું ખરા દિલથી ઈચ્છું છું. ઈશ્વર ખરાનો હમેશાં મદદગાર છે તેની આ સાબિતી."

પછી પેલા છોકરાને જે વસ્તુ મળી હતી તે તેણે પોતાની માને મોકલી અને જે બન્યું હતું તે લખી જણાવ્યું, તેમજ તેની સાથે પેલા ગૃહસ્થનો પત્ર પણ મોકલ્યો. માતા પોતાને ભેટ મળ્યાથી તેમજ પોતાના છોકરાની ધર્મપરાયણતાનો પત્ર વાંચીને ઘણીજ ખુશી થઇ.

**સારી ચાલનો બદલો આ લોકમાં તથા પરલોકમાં મળેછેજ.**

---

## (૪૯) જૂઠું બોલવાં કરતાં મરવાનું કબૂલ કરનાર છોકરો.

યૂરોપ અને અમેરિકાની વચ્ચમાં જે આગબોટો તથા વહાણો ચાલેછે, તેમાં જૂદા જૂદા શહેરથી નાસી જનારાં કેટલાંક છોકરાં કંઈ પણ પૈસા આપતાં નથી. એવી રીતે

કેટલાંક વર્ષની વાત ઉપર એક વહાણમાં એક ફાટેલાં કપડાં પહેરેલો છોકરો મળી આવ્યો. તે વહાણ ન્યુયૉર્ક તરફ જતું હતું. તે છોકરાને મોટા માલમની આગળ લાવવામાં આવ્યો. તેણે પૂછ્યું કે:–"તને કોણ અહિં લાવ્યું છે અને કોણ તને ખાવાનું આપે છે?" તેણે કહ્યું કે:–"મારા સાવકા બાપે મને કાઢી મૂકયો છે. તે મને ખાવા આપતો નથી અને પોતાના ઘરમાં પણ રાખતો નથી; તેમજ મને ન્યુયૉર્ક જવાને ભાડાના પૈસા પણ આપ્યા નથી. હું ન્યુયૉર્ક જવા ઇચ્છું છું. ત્યાં મારી કાકી રહે છે, તે પૈસાદાર છે." આવાં છોકરાનાં વચનો સાંભળીને માલમે તેનું કહેવું ખોટું માન્યું અને વિચાર કર્યો કે:–"કોઇ ખારવો તેને અહિં લાવ્યો છે અને તે બદલ તેની પાસેથી કંઇક પૈસા લીધા હોવા જોઇએ."

માલમ હરરોજ તેને પૂછતો કે:–"તને અહિં કોણ લાવ્યું છે? તે કહે." પણ છોકરો સર્વદા એકનો એક જવાબ દેતો હતો, તેથી માલમ એક દિવસે ગુસ્સે થયો અને બોલ્યો: "હવે હું તને દશ મીનીટનો વખત આપું છું. તને અહિં કોણ લાવ્યું છે, તે તું ખરેખરૂં કહે. નહિ તો તને ફાંસીએ ચડાવીશ." એવું કહીને માલમે પોતાના ગજવામાંથી ઘડિયાળ કાઢયું અને જોવા લાગ્યો. આથી છોકરો રોવા લાગ્યો. વહાણમાંના બધા માણસો તેની આસપાસ વીંટળાઈ ગયા. તે છોકરો આઠ મીનીટ સુધી રોયો. પછી પેલા માલમે છોકરાને કહ્યું કે: "હવે ફક્ત બે મીનીટ બાકી છે, માટે સાચું કહે તો હમણાંજ તને છોડી મૂકું,

નહિ તો આ દોરડાની સાથે ટિંગાડીને ફાંસી દેવામાં આવશે" એવું કહીને દોરડું તેના ગળામાં નાંખ્યું. આથી છોકરાએ કહ્યું કેઃ—"હું હવે પ્રાર્થના કરી લઉં" એવું કહીને તેણે ઈશ્વરની પ્રાર્થના કરી. આથી ત્યાં ઉભેલા માણસોનું હૈયું ભરાઇ આવ્યું. છોકરાની સત્ય વાર્તાને માટે માણસોના મનમાં એક નવાઈ જેવી અસર થઇ. તરત પેલા માણસે તે ભલા છોકરાને પોતાની છાતી સરસો ચાંપ્યો અને કહ્યું: "હું તારા કામથી ઘણો ખુશી થયો છું; કેમકે તું મરવાનો પણ ભય ન કરતાં જુઠું બોલ્યો નહિ." પછી તેને ન્યુયૉર્કમાં પહોંચાડયો.

આ છોકરાના કામપરથી એ શિખામણ લેવી જોઇએ કે **જુઠું બોલીને જીવવું એ નકામું છે, પણ સાચાને માટે મરવું એ ઘણું સારૂં છે.** જો પેલો છોકરો જુઠું બોલીને કોઇનું નામ દેત તો તેને આટલો ભય કરવાનું કારણ રહેત નહિ, પણ તેમ કરવું એ ખોટું સમજ્યો તેથી તેણે તેમ કર્યું નહિ.

---

## (૫૦) નેપોલીયનની સાચવટ.

કોર્સિકાની રાજધાની આયોસિના એક મોટા બગીચામાં એક બાળક અને બાળકી રમતાં હતાં. છોકરાનું નામ નેપોલિયન અને છોકરીનું નામ ઇલાઇજા હતું. બન્નેના હાથમાં ભમરાને પકડવાની જાળ હતી. જે તરફ ભમરા જતા તે તરફ ભાઇ બ્હેન દોડીને તેને પકડવાનો યત્ન કરતાં હતાં. છોકરાં જેમ જેમ પકડવાની કોશેશ કરતાં હતાં, તેમ તેમ

ભમરાઓ એક ઝાડ ઉપરથી ઉડીને બીજા તરફ નાસતા હતા. છોકરાં તેની પછવાડે ફરતાં હતાં, બગીચાની સીમા ઓળંગ્યાથી જંગલમાં જવાતું હતું. ભાઈ બ્હેનને પકડવાનો એટલો બધો ઉમંગ આવ્યો હતો કે, તેઓ બગીચો વટાવીને ઘણે છેટે આવી પહોંચ્યાં હતાં, તે પણ તેમના ધ્યાનમાં નહોતું. તરત પછવાડે ફરીને જોતાં જણાયું કે ઇલાઇજાની બેદરકારીથી એક ખેડુતની છોકરીનાં એક ટોપલી ઈંડાં જમીન ઉપર પડયાથી ભાંગી ગયાં છે અને તે છોકરી રૂવે છે. આ જોઈને ઇલાઈજાએ કહ્યુ: "ભાઈ! ચાલ આપણે નાસી જઈએ, એટલે મા કંઈ જાણશે નહિ."

"હું આવીશ નહિ, જો આ છોકરી ઘણી રૂવે છે. **આપણે જ્યારે તેનું નુકશાન કર્યું છે, ત્યારે એ ભરી આપવું એ આપણી ફરજ છે**" એમ કહીને નેપોલીયન છોકરીની આગળ જઈને ઉભો. ઇલાઈજા ભાઇની મતલબ સમજીને ખેડુતની છોકરીનાં કેટલાંક ઇંડાં જે આખાં હતાં તે વીણવા લાગી. "હું ઘેર જઈને મારી માને શું કહીશ? સઘળાં ઇંડા ભાગ્યાં છે. એમાંથી અમારો ત્રણ દિવસનો ખોરાક મેળવી શકાત" આમ કહીને તે છોકરી ખૂબ રોવા લાગી. "રડ ના, ચાલ" એવું કહીને નેપોલિયને ત્રણ નાના રૂપાના સિક્કા તેના હાથમાં મૂકયા. ત્યાર પછી તે બોલ્યો: "મારે ઘેર ચાલ, ઇંડાંના બાકીના પૈસા તને આપીશ." ઇલાઈજાએ ભાઈના કાનમાં હળવેથી કહ્યુ: "ભાઈ તમે આ શું કરો છો? ખરેખર આપણે દંડ બદલ ત્રણ દિવસ સુધી સારી વસ્તુ ખાઈ શકીશું નહિ અને આપણને

મા કેવળ રોટલી અને પાણીજ આપશે."

"તો તેમાં શું? પણ ઇંડાં ભાગ્યાં છે તેના દામ તો આપવાજ પડશે." જવાબમાં ભાઇનું આજ કહેવું હતું.

એવામાં દાસીએ બોલાવવાથી ભાઈ બ્હેન દોડવા લાગ્યાં, પણ તેઓની પછવાડે વગર ઓળખાણની એક છોકરીને આવતી જોઇને દાસીએ પૂછ્યું: "આ વળી કોણ છે."

બાળકે જવાબ આપ્યો, અમે એનાં કેટલાંક ઇંડાં ભાગ્યાં છે અને મા તે ઇંડાંની કીંમત આપશે એવું જાણીને એને સાથે લાવીએ છીએ."

એક શણગારેલા સુન્દર દીવાનખાનામાં નેપોલીયનની મા મૅડમ લિટિસિયા પોતાના ભાઈની પાસે બેઠેલી હતી. નેપોલીયન, ઇલાઇજા, દાસી અને ખેડુતની છોકરી ત્યાં આવ્યાં. છોકરાંની તરફ મુખ ફેરવીને મા બોલી: "તમને યાદ છે કે, મેં જ્યારે જાળ આપી હતી ત્યારે કહ્યું નહોતું કે બગીચાની બહાર જશો નહિ? પરન્તુ તમે મારી વાત માની નહિ, હવેથી એવી રીતે રમવા કદીપણ જશો નહિ, મને જાળ પાછી આપો."

"મા! ઇલાઇજાને સજા કરશો ના. હું ગયો હતો તેથી તે મારી સાથે આવી હતી" એમ કહીને બાળકે પોતાનો દોષ કબૂલ કર્યો. ઇલાઇજા ચૂપ થઈને ભાઈની તરફ જોતી રહી. મૅડમ લિટિસિયાનો ભાઈ છોકરાંની આવી રીતભાતથી ખુશી થઈને તેનો દોષ માફ કરવાને માટે પોતાની બ્હેનને વિનંતિ કરવા લાગ્યો. ભય પામેલી ઇલા-

ઈજાને પોતાના ભાઈની વર્તણુંકથી હિંમત આવી અને તે મામાનો હાથ ઝાલીને બોલી: "મારા દોષથીજ આવું થયું છે, ભાઇને કંઈ કહેશો નહિ." પહેલેથી સર્વેએ ધાર્યું હતું કે નેપોલીયનના દોષથી ઇંડાં ભાગ્યાં છે; તેથી મામાએ ભાણેજીની તરફ મુખ ફેરવીને કહ્યું કે: "તેં શું કર્યું છે ઈલાઈજા ?" છોકરીએ તે વેળાએ સર્વ કહ્યું અને પોતાની ગફલતથીજ આ નુકસાન થયું છે, તે સ્પષ્ટરૂપથી કબૂલ કર્યું અને તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં; પરંતુ દોષ કબૂલ કર્યાથી તેને તેની માએ માફી આપી.

ત્યાર પછી નેપોલીયને કહ્યું કે: "મા! હું એક વસ્તુ માગું છું. તમે મહીને મહીને મને ખર્ચવાને માટે જે ત્રણ ફ્રાન્ક આપોછો તે હમણાં આપશો ?" માએ તુરતજ પુત્રની પ્રાર્થના કબૂલ કરી અને કહ્યું કે: "યાદ રાખવું કે આજથી દોઢ મહિના સુધી કંઈપણ મળશે નહિ." નેપોલીયને તે શિક્કા લઇને પેલી ઇંડાંવાળી છોડીને આપ્યા.

ખેડુતની છોકરીને ઇંડાંનુ મૂલ્ય મળ્યાથી ખુશી થઈ અને પહેલાં આપેલા ત્રણ રૂપાના સિક્કા પાછા આપવા લાગી; પરન્તુ નેપોલીયને તે લીધા નહિ. છોકરીનો આવો સારો વ્યવહાર જોઈને મૅડમ લિટિસિયા ઘણી ખુશી થઇ અને તારી મા ક્યાં છે ? કેટલાં ભાઈ બ્હેન છો ? તારૂં ઘર ક્યાં છે ? વગેરે પૂછવા લાગી. ત્યારપછી તેઓ બધાં તેને ઘેર ગયાં અને તેની માંદી માને સારૂ દવાનો તથા ખાવાનો બંદોબસ્ત કરી આપ્યો.

---

## (૫૧) ચોરી ન કરતાં માલિક પાસે માગી લેનાર છોકરો.

એક દિવસે બે નાના છોકરાઓ ગામડાના એક રસ્તા ઉપરથી જતા હતા. રસ્તામાં એક નાનો બગીચો આવ્યો. તે બગીચામાં ઘણાંજ ફૂલો ખીલ્યાં હતાં અને તેનો સુવાસ આસપાસ પસરેલો હતો. આ જોઇને તેમાંના એક છોકરાએ બીજા છોકરાને કહ્યું: "આ ગુલાબ કેવાં સુંદર છે! તેનો વાસ કેવો સારો આવે છે! આમાંનાં એક બે મને મળે, તો મારી માંદી બ્હેન કેટલી બધી ખુશી થાય! તે ફૂલોને ઘણી ચાહે છે અને તેથી તેને ઘણોક આરામ મળે છે." આવાં વચન સાંભળીને બીજા છોકરાએ કહ્યું: "ત્યારે શા માટે આમાંનાં કેટલાંક ફૂલ તોડતો નથી? તું તારો હાથ લંબાવીને તોડી લે. જો તારો હાથ નહિ પુગશે તો હું તને મદદ આપીશ; કારણ કે હું તારાથી ઊંચો છું, તેથી હું પણ કેટલાંક તોડી આપીશ." આવું સાંભળીને પેલા નાના છોકરાએ તેનો હાથ પકડીને કહ્યું: "**નહિ નહિ, હું કદિ પણ ફુલો ચોરીશ નહિ, પણ વાડીની માલેક બાઇની પાસે જઈને માગી લઇશ.**" આ સાંભળી હીમે કહ્યું: "તે બાઇ આપનાર નથી. તું અમસ્થો તારો બોલ નાંખે છે, હું તને સહેલાઈથી ગુલાબનાં ફૂલો તોડી આપીશ." ચારલીએ કહ્યું: "હું તે લઇશ નહિ. એમ કરવું એ બહુજ ખરાબ છે." હીમે કહ્યું: "હું મારે માટે તોડું છું" એવું કહીને તે વાડ ઉપર ચડીને એક ગુલાબનું ઝુમખું તોડયું, એટલામાં બગીચાના માળીએ તેને તોડતાં જોયો. તેણે તરતજ દોડતા આવીને હીમને પકડયો અને થોડા માર્યો.

પછી તેને ઘરમાં લઈ જઇને ચોર દાખલ બંદિવાન કર્યો.

ચારલીએ થોડી વારમાં બંગલાની પાસે જઈને બારણાનો ઘંટ વગાડયો, તેથી દરવાજો ઉઘાડવા માટે એક દયાળુ ચહેરાની બાયડી આવી. તેને જોઈને ચારલી બોલ્યો: "ડોશી મા! મહેરબાની કરીને એક બે ગુલાબનાં ફૂલ મારી માંદી બ્હેનને માટે આપશો?" આ સાંભળીને પેલી વૃદ્ધ સ્ત્રીએ કહ્યું: "હા મારા નાના છોકરા! મેં તમારા બન્ને વચ્ચેની વાત બારીની આગળ બેસીને સાંભળી છે. તું ઘણોજ સારો છોકરો છે. પેલા છોકરાએ ફૂલ ચોર્યાં, પણ તેં તેમ કર્યું નથી. હું તારાં આચરણ જોઈને ઘણીજ ખુશી થઇ છું."

"છોકરા! ચાલ મારી જોડે આવ. હું તને સુંદર ગુલાબનું ઝુમખું કાપી આપું છુ." ત્યારપછી તેણે તેની મા અને બ્હેનને વિષે પૂછયું અને પછી કહ્યું: "જ્યારે તારી બ્હેનને ફૂલ જોઈએ, ત્યારે ખુશીથી આવીને લઇ જજે." પછી તે બાઇ તેની માંદી બ્હેનને અને માને જોવા ગઇ અને તેઓને ઘણીક રીતે મદદ આપવા લાગી. ચારલીને નિશાળે ભણવાનું ખર્ચ પણ આપવા લાગી અને જ્યારે તે ભણી રહ્યો ત્યારે તેને તેણે પોતાની નોકરીમાં રાખ્યો.

**જુઓ, પ્રમાણિક રહેવામાં કેટલો બધો લાભ છે.** તેણે જો હીમના કહેવા પ્રમાણે કર્યું હોત તો તેને પણ માર ખાવો પડત અને બંદિખાનામાં જવું પડત.

...........

## (૫૨) જ્યોર્જ વૉશિંગ્ટનની બચપણમાં સાચવટ.

જ્યોર્જ વૉશિગ્ટન અમેરિકાના એક ખેડુતનો છોકરો હતો. તેના બચપણમાં એક દિવસે તેના બાપે એક નાની કુહાડી તેને આપી. જ્યોર્જ એથી ઘણો ખુશી થયો અને તે લઈને પોતાના બગીચામાં રમવા ગયો. બાગમાં જે ઝાડ રસ્તામાં આવે તેની ઉપર તે પોતાની કુહાડી રમતમાં ને રમતમાં મારતો અને મનમાં ખુશી થતો હતો. આમ કરતાં કરતાં એક ફળનું નાનું ઝાડ તેની નજરે પડયું.

એ ઝાડ તેના પિતાએ ઘણી મુશ્કેલીથી મેળવ્યું હતું અને ખાસ સંભાળપૂર્વક ઉછેર્યું હતું. જ્યોર્જે તેના ઉપર પણ કેટલાક ઘા કર્યા. આ પ્રમાણે બાગમાં કેટલીક રમત કરીને ખુશી થતો થતો તે પોતાને ઘેર ગયો. એવામાં તેનો પિતા ફરતો ફરતો પેલા ઝાડ આગળ આવી ચડયો અને તેની દુર્દશા થયેલી જોઇ ઘણો દિલગીર થયો.

આવું નુકશાન કોણે કર્યું તે વિષે માણસોને તેણે પૂછ્યું, તો સર્વ કોઈએ ના પાડી. છેવટે જ્યોર્જને બોલાવી ગુસ્સાથી તેણે પૂછ્યું. જ્યોર્જે કહ્યું:-"હું જુઠું બોલીશ નહિ. એ મેં કાપ્યું છે. તમે મને કુહાડી આપી હતી તેને બાગમાં હું અજમાવતો હતો, તેમાં એ ઝાડ પણ કપાઇ ગયું છે."

આવું સાંભળી તેના પિતાએ કહ્યું કે: "આવા કામને માટે કાંઈ તને કુહાડી આપી નહોતી; પણ તું ખરૂં બોલ્યો તેથી તારો વાંક માફ કરૂં છું અને તારી સાચવટ માટે ઘણોજ ખુશી થાઉં છું. જો કદિ આ ઝાડપર સોનાનાં ફળ

આવત તોપણ તેથી હું એટલો ખુશી થાત નહિ."

એજ જ્યોર્જે આગળ જતાં પોતાના દેશ માટે લડાઇ કરી હતી અને એક દેશભક્ત તથા મહાન પુરૂષ તરીકે પ્રખ્યાત થઈને તે અમેરિકાના પ્રેસિડેન્ટ (રાજા) તરીકે પણ નીમાયો હતો. તેનું આખું નામ જ્યોર્જ વૉશિંગ્ટન હતું.

............

## (૫૩) જડેલી વસ્તુ ધણીને પાછી સોંપનાર છોકરો.

એક ખારવો મરી ગયો હતો. તેને એક છોકરો અને સ્ત્રી હતી. સ્ત્રીની પાસે પૈસા નહોતા. છોકરો નાની ઉમ્મરનો છતાં વિચારવાન હોવાથી તેણે મનમાં વિચાર કર્યો કેઃ "મારે મારૂં અને મારી માનું ભરણપોષણ કરવું જોઇએ; કારણ કે તેણે મને ઉછેરીને મોટો કર્યો છે અને લખતાં વાંચતાં પણ શિખવ્યું છે, હવે મારે નોકરી કરવી જોઈએ." એવો નિશ્ચય કરીને તેણે પોતાની માને કહ્યું કે; "હું હવે નોકરીની શોધમાં બંદર ઉપર જાઉછું. જે કંઇ પગાર મળશે તેમાંથી મારૂં ગુજરાન થશે" એવું કહીને તે નોકરીની શોધમાં ગયો. સારા નશીબે તેને તુરત એક નોકરી મળી; તેથી તેની માની પાસે આવીને તેણે કહ્યું કેઃ "મને નોકરી મળી છે. અમુક દહાડે અમારૂં વહાણુ ઉપડશે અને જ્યારે એ વહાણુ પાછું આવશે ત્યારે હું તને આવી મળીશ." આમ કહીને તે વહાણુ ઉપર ગયો. જૂદી જૂદી જગાએ મુકામ કરતું વહાણુ એક મોટા બંદર ઉપર જઈ થોભ્યું. છોકરાએ કપ્તાનની ઘણીજ માયા મેળવી હતી અને તેનો ઘણોજ માનીતો થઇ પડયો હતો; કારણ કે તે ખરૂં બોલ-

નાર, ઈશ્વરની પ્રાર્થના કરનાર અને સારા ગુણવાળો હતો. વહાણના ઘણાખરા ખલાસીઓ પણ તેને ચહાતા હતા. એક દિવસે કેટલાક ખલાસીઓની જોડે પેલો છોકરો શહેર જોવા ગયો. જોતાં જોતાં એક રસ્તા ઉપરથી તે જતો હતો; તેટલામાં એક ગાડીમાંથી કોઇ હોદ્દેદાર અને તેની સ્ત્રી ઉતર્યા. ઉતરતી વખતે તે સ્ત્રીનો હીરાનો હાર નીચે પડી ગયો. તે બીજા કોઇએ દીઠો નહિ, પણ પેલા છોકરાએ જોયો અને તે તરતજ તેણે ઉંચકી લીધો. આ વાતની તેના સોબતીઓને ખબર પડતાં કહ્યું કે: “આ કીંમતી હાર હોવાથી તેને વેચીએ તો ઘણીજ કીંમત ઉપજે તેમ છે, માટે હવે આ હાર તે બાઈને આપીશ નહિ. જો એ હાર આપણા કબજામાં રહેશે તો ચાકરી કરવાની જરૂર રહેશે નહિ.” આ સાંભળીને પેલા છોકરાએ કહ્યું: “આ હાર આપણો નથી. પેલી બાયડીનો છે, માટે આપણે જો તે લઈશું તો ચોર બનીએ, **ચોરી કરવી એ મહા પાપનું કામ છે. મારી મા કહેતી કે માણસની આંખને છેતરી શકાય પણ ઈશ્વરની આંખને કોઈ પણ છેતરી શકે તેમ નથી; કેમકે ઈશ્વર સર્વ જગાએ છે,** માટે હું તો જેનો હાર છે તેનેજ પાછો આપીશ.”

એના સોબતીઓએ હાર પાછો ન આપવા માટે તેને ઘણો સમજાવ્યો, પણ તે વાત તેણે ન માની અને હાર જે બાઇનો હતો તેને તુરત પાછો આપ્યો. બાઇને પોતાનો હાર મળવાથી ઘણોજ આનંદ થયો અને તે છોકરાને ઘટતું ઈનામ તેણે આપ્યું. કપ્તાનને આ વાતની ખબર પડવાથી

તે પણ તે છોકરાપર વધારે પ્રેમ રાખવા લાગ્યો; કેમકે **સત્યને સહુ કોઇ ચહાય છે.**

---

## (૫૪) લાલચમાં ન પડવાથી ધનવાન થયેલો છોકરો.

ઇંગ્લાંડના એક ગામડામાં લેનાર્ડ નામનો એક છોકરો રહેતો હતો. તેનો બાપ ઘણોજ ગરીબ હતો અને ઘણી મુસ્કેલીથી કુટુંબનું ગુજરાન ચલાવતો હતો. કમનશિબે લેનાર્ડની બાર વર્ષની ઉમ્મરમાંજ તેનો બાપ ગુજરી ગયો અને તેની માતાના શરીરમાં પણ એટલી શકિત નહોતી કે જેથી તે પોતાના છોકરાનું અને પોતાનું ગુજરાન ચલાવી શકે. તેથી લેનાર્ડે મનમાં નક્કી કર્યું કે "હું કોઈને **માથે પડીશ નહિ, તેમજ ભીખ માગીને તથા તેના જેવી બીજી ખરાબ રીતે પેટ ભરવાની કોશેશ પણ કરીશ નહિ;** ગમે તે રીતે મહેનત કરીને મારૂં અને મારી માનું પેટ ભરીશ."

આવો મનમાં નિશ્ચય કરીને તે ફરી મનમાં કહેવા લાગ્યો કે; "હું કંઈક વાંચતાં લખતાં શીખ્યો છું. જો હું સારા ગુણવાળો અને મહેનતુ થાઉં તો ગમે તે રીતે પૈસા કમાઈ શકીશ" આમ વિચાર કરીને માની રજા લઇને તે એક પાસેના શહેરમાં ગયો. એ શહેરમાં તેના બાપનો મિત્ર રહેતો હતો, તેનું નામ બેનસન હતું. લેનાર્ડે તેની પાસે જઇને પોતાની હાલત જણાવી અને ઘણાજ નમ્રભાવથી વિનતિ કરી કે; "આપ મહેરબાની કરીને મને આપના આશ્રયમાં રાખો અને મારાથી આપની જે નોકરી થઇ શકે

તેમ હોય તે સોંપો. હું મારાથી બનશે એટલી મહેનત કરીને આપની નોકરી કરીશ. **પ્રાણ જશે તોપણ હું અધર્મ કરીશ નહિ.**"

જોગ એવો બન્યો કે એ વખતે બેનસનને એક માણસ રાખવાની જરૂર હતી. કોઈ ઓળખાણ વિનાના માણસના કરતાં પોતાના મિત્રના છોકરાને કામ આપવું એ યોગ્ય સમજીને તેણે ખુશીની સાથે તેને કામપર વળગાડયો. લેનાર્ડ કુદરતી રીતે સારા સ્વભાવનો, સારા ગુણનો અને મહેનતુ હતો. તે ઘણોજ ખુશી થયો અને મહેનત કરીને સારી રીતે નોકરી બજાવવા લાગ્યો. **જો કોઇ વેળાએ જરૂરનું કામ કરવાનું ભૂલી જતો અથવા ભૂલથી કોઇ કામ જોઇએ તેવું નહિ કરી શકતો તો તરત તે પોતાનો દોષ માની દેતો અને યથાશકિત તે દોષ દૂર કરવાનો પ્રયત્ન કરતો હતો.**

લેનાર્ડની લાયકી અને મહેનત જોઇને બેનસન તેના ઉપર ઘણોજ રાજી થવા લાગ્યો. તે ધીરે ધીરે તેના ઉપર બધી રીતનો વિશ્વાસ મૂકવા લાગ્યો અને તમામ કામ-કાજનો બંદોબસ્ત કરવાનું પણ તેને સોંપ્યું. લેનાર્ડ ટુંક મુદતમાં વ્યાપાર રોજગારમાં ઘણોજ હોંશિયાર થયો અને પોતાના શેઠની પ્રીતિ તથા વિશ્વાસ સારી પેઠે મેળવી શકયો.

બેનસનને બાયડી છોકરાં નહોતાં, તેથી તેણે એક આફરડીના હાથમાં ઘરનો સઘળો વહીવટ સોંપ્યો હતો. પોતે કંઈ પણ જોતો નહોતો તથા કોઈ પણ બાબતની સંભાળ રાખતો નહોતો. એ સ્ત્રીમાં ન્યાય અન્યાયનો કંઈ વિચારજ

નહોતો. લાગ મળતો તો તે ચોરી કરવામાં આઘું પાછું જોતીજ નહોતી. હમણાં લેનાર્ડના ઉપર શેઠનો ઘણો વિશ્વાસ બેઠેલો જોઈને તથા તમામ બાબતનો બંદોબસ્ત કરવાનું તેને સોંપેલું જોઇને તેણે વિચાર કર્યો કે, "આ છોકરો અહિં રહેશે તો મારા લાભનો માર્ગ બંધ થઈ જશે અને કદીને કદી મને નોકરી ઉપરથી કાઢી મૂકશે તથા ફજેત થવાનો વખત આવશે; એટલા માટે કંઈ તદબીર કરીને એને અહિંથી કાઢવો જોઈએ, નહિ તો મારી નોકરી જશે."

આવું મનમાં નક્કી કરીને તે ચાકરડી એક દિવસ લાગ જોઇને બેનસનની આગળ તદબીરથી કહેવા લાગી:– "સાહેબ! આપ ઘણાજ દયાળુ સ્વભાવના છો અને સર્વને સારા સમજો છો; પણ લેનાર્ડના ઉપર વધારે વિશ્વાસ રાખશો નહિ. આપ એને સારી ચાલનો સમજો છો, પણ મારા મનમાં વહેમ આવવાથી હું તેના ઉપર નજર રાખતી હતી અને જેટલું હું જાણવા પામી છું તે ઉપરથી કહી શકું છું કે તેના ઉપર પૂર્ણ ભરોંસો રાખવો એ બહુ ભૂલભરેલું છે. હું ઘણાં વર્ષોથી આપના ઘરમાં રૂહી છું અને આપને નુકશાન થવાનો સંભવ જાણવા છતાં જો આપને સાવચેત ન કરૂં તો જરૂર લુણહરામી થાઉં, માટે મેં મારા મનમાં ઘણો વિચાર કરીને આ વાત કરી છે. પછી તો આપ મુખ્તીઆર છો."

ચાકરડી ઉપર બેનસનને જો કે ઘણોજ ભરોંસો હતો; પરંતુ લેનાર્ડની સારી ચાલ વિષે તેને કંઇપણ સંદેહ નહોતો, તેથી તેણે ચાકરડીના બોલવા ઉપર ભરોંસો નહિ રાખતાં

વિચાર કર્યો કે:–" આ છોકરો કદીપણ અધર્મના માર્ગમાં પગ મૂકે એમ હું માની શકતો નથી; પરંતુ ઘણાક અધર્મીઓ પણ સહેલાઇથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે પૂર્ણ ધાર્મિકનો વેશ ધારણ કરે છે; એટલા માટે આ બાઇડીની વાતને તુચ્છકારી નાખવી પણ નહિ જોઇએ. માટે હું હવે છુપી રીતે એ છોકરાની પરીક્ષા કરીશ."

મનમાં આવું નક્કી કરીને બેનસને એક દિવસે લેનાર્ડને કહ્યું:–" મને અમુક વસ્તુની ઘણીજ જરૂર છે, માટે ગમે એટલી કીંમત બેસે તોપણ તે જલદીથી વેચાતી લઈ આવ." આમ કહીને જોઇએ તે કરતાં વધારે રૂપીઆ તેના હાથમાં આપીને તેને તે વસ્તુ લેવા મોકલ્યો. લેનાર્ડ એ વસ્તુ વેચાતી લાવી શેઠની સામે મૂકી અને વધેલા રૂપિયા પણ તેના હાથમાં મૂકયા. લેનાર્ડ તેમાંથી એક પાઈ પણ ચોરી નથી એ વાતની સારી રીતે ખાત્રી થવાથી તેને ઘણીજ ખુશી ઉપજી અને ચાકરડીએ કેવળ અદેખાઈથીજ તેની નિંદા કરી હતી તે વાત એ સારી રીતે સમજ્યો.

એક દિવસ બેનસન ભૂલથી કામ કરવાની જગ્યા ઉપર કેટલીક મહોરો ભૂલી ગયો હતો. લેનાર્ડ તે જગ્યા ઉપર જઇને જુએ છે તો મોહોરો પડી છે. તે વેળાએ પેલી ચાકરડી પણ તે જગ્યા ઉપર પહોંચી. તે લોભમાં ઘેરાઇ ગએલી હતી તેથી અથવા તો લેનાર્ડને નોકરીમાંથી કઢાવવાના વિચારથી તેણે તેને કહ્યું:–"આવ આપણે બન્ને આ મોહોરોના ભાગ પાડી લઇએ." એ સાંભળતાંજ લેનાર્ડ એવી તિરસ્કાર ભરેલી સલાહ તરફ ધિક્કાર દેખાડીને બોલ્યો:–

"હું આ મોહોરો શેઠના હાથમાં સોંપીશ, એ તેમનું ધન છે. **ચોરી કરવી એ ઘણુંજ ખરાબ કામ છે,** માટે હું કોઈપણ રીતે તારી સલાહ માનીશ નહિ."

જ્યારે બેનસન ઘેર આવ્યો ત્યારે લેનાર્ડે તે મોહોરો તેને હવાલે કરી અને કહ્યું:—"આ મોહોરો અમુક જગ્યાએ પડી હતી." બેનસન લેનાર્ડનું આટલું બધું પ્રમાણિકપણું જોઇને ઘણોજ ખુશી થયો અને તરતજ તેને ઘણું સારૂં ઈનામ આપ્યું. પછી ધીરેધીરે તે છોકરા ઉપર તેનો એવો સ્નેહ થયો કે અંતે તેને પોતાના છોકરા પ્રમાણે ગણીને પોતાનું સર્વ ધન તેને સોંપ્યું અને પોતાનો વારસ કર્યો.

---

## (૫૫) પોતાનું વચન પાળનારો ભરવાડનો છોકરો.

કેટલાંક વર્ષપર જર્મનીના એક ગામડામાં એક ભરવાડનો છોકરો એક ઝાડ નીચે બેસી આસપાસ બકરાં ચરાવતો હતો. તે વખતે તેણે પોતાની પછવાડે એક ખુબસુરત અને સારાં કપડાં પહેરેલો બાર વર્ષનો છોકરો ઉભેલો જોયો. છોકરાએ ધાર્યું કે આ છોકરો જંગલની રખવાળી કરનારનો છોકરો હશે; કારણ કે કોઈ કોઈ વેળાએ તેનાં છોકરાં આવે છે એવું ગામનાં માણસો કહેતાં હતાં, તેથી તેણે સલામ કરીને કહ્યું:—"સાહેબ! ફરમાવો." છોકરાએ કહ્યું કેઃ— "આ જંગલમાં પક્ષીના માળા છે?" પેલો ભરવાડનો છોકરો અજાયબ થઇને બોલ્યો:—"હા સાહેબ! જંગલમાં ઘણા માળા હોય છે. આપ જંગલના ઉપરીના છોકરા છો, તે છતાં શું તે જાણતા નથી? દરેક પક્ષીને માળો હોય

છે." એ સાંભળીને પેલા ખુબસુરત છોકરાએ કહ્યું:–"ક્યાં છે? તું મને દેખાડીશ?" ભરવાડના છોકરાએ કહ્યું:–"મેં આજે ઘણોજ સારો પક્ષીનો માળો દીઠો છે. તે પીળા ઘાસથી બનાવેલો છે. તેની બનાવટ ઘણીજ સુન્દર છે અને તેમાં ન્હાનાં આસમાની રંગનાં ઇંડાં છે." છોકરાએ કહ્યું:– "તે માળો ક્યાં છે? તું મને તે દેખાડ. હું તે જોવાને ઘણોજ આતુર છું." આ સાંભળીને ભરવાડના છોકરાએ કહ્યું કે:–"પેલા ઝાડની તરફ છે, પણ હું તે દેખાડી શકતો નથી." આટલું બોલે છે; એટલામાં તેનો શિક્ષક આવી પહોંચ્યો અને તે પેલા ભરવાડના છોકરાનું બોલવું સાંભળીને ગુસ્સે થઈ બોલ્યો:–"છોકરા! તું આવો નાદાન કેમ છે? આ કુંવરે કોઈ પણ વેળાએ પક્ષીનો માળો દીઠો નથી, તેથીજ તે ફક્ત જોવા ઇચ્છે છે. તે તેને અડકશે નહિ, માટે એમને તે પક્ષીનો માળો દેખાડ અને ખુશી કર." પેલા ભરવાડના છોકરાએ નમ્રતાથી કહ્યું કે:–"હું દિલગીર છું કે હું તે દેખાડી શકતો નથી." આવો જવાબ સાંભળીને પેલા છોકરાના શિક્ષકે કહ્યું:–"છોકરા! તું તારા બધા ઓળખીતાઓને ખુશી કરતો જ હશે તો પછી શા-માટે આપણા રાજકુંવરને ખુશી કરતો નથી?" આ સાંભળીને છોકરો આશ્ચર્ય પામીને ટોપી ઉતારીને નમ્યો અને પછી ધીરેથી બોલ્યો:–"શું આ રાજકુંવર છે! હું તેમને જોઈને ઘણોજ ખુશી થાઉં છું અને મને પોતાને ભાગ્યશાળી સમજું છું; પરંતુ ખુદ-રાજા સાહેબ પધારે તોપણ હું પક્ષીનો માળો તો દેખાડી શકીશ નહિ."

આ સાંભળીને રાજકુંવરના શિક્ષકે કહ્યું:—"તને તે નહિ દેખાડવાનું કારણ શું છે?" તેના જવાબમાં પેલા છોકરાએ કહ્યું:—"હા, સાહેબ! મારો મિત્ર મિચલ પહાડ ઉપર બકરાં ચરાવે છે. તેણેજ પહેલાં પક્ષીનો માળો દીઠો હતો. પછી તેણે મને દેખાડયો અને દેખાડતી વેળાએ કહ્યું હતું કે બીજા કોઇને પણ તે દેખાડવો નહિ. મેં તેને વચન આપ્યું છે, તેથી હું મારૂં વચન તોડીશ નહિ." આ સાંભળીને શિક્ષકે તેની પરીક્ષા લેવા માટે પોતાની પાસેથી મોહોરની ભરેલી કોથળી ગજવામાંથી કાઢીને કહ્યું:—"જો તું તે પક્ષીનો માળો દેખાડીશ તો આ બધી મોહોરો તને મળશે. તું આ વાત છાની રાખજે અને મિચલને કહીશ નહિ, એટલે થયું. અમે પણ કહેનાર નથી." આ સાંભળીને પેલા ભરવાડના છોકરાએ કહ્યું કે:—"મિચલ જાણે અથવા ન જાણે, પણ એ વિશ્વાસઘાતનું કામ છે; માટે તેવું કામ હું કરીશ નહિ. **મેં તેને જે વચન આપ્યું છે તે કદી પણ તોડીશ નહિ.**" તે છોકરાનો આવો જવાબ સાંભળીને રાજકુંવરના શિક્ષકે કહ્યું:—"આ મોહોરોની કિંમત તું જાણે છે? આ મોહોરોથી તો પુષ્કળ વસ્તુ લેવાઇ શકાશે, તે તું જાણતો નથી?" ભરવાડના છોકરાએ કહ્યું:—"સાહેબ! હું જાણું છું કે આટલી મોહોરો હું ઘેર લઈ જાઉં તો મારાં માબાપની ગરીબાઈ જતીજ રહે, છતાં હું તેમ કરીશ નહિ. મહેરબાની કરીને આપ અહિંથી ચાલ્યા જાઓ, મને લાલચમાં ન નાખો." આવાં વચન સાંભળીને શિક્ષકે કહ્યું:— "ભલે તું તારૂં વચન પાળ, પણ હું આટલુંજ કહું છું

કે તારા મિત્રની પાસેથી માળો દેખાડવાની રજા તું લઈ આવીશ તો આ બધી મોહોરો તને આપીશ અને જો તારી ઈચ્છા હશે તો તેમાંનો થોડો ભાગ તારા મિત્રને આપીશ." આ સાંભળીને ભરવાડના છોકરાએ કહ્યું:–"હા, હું તેમ કરીશ. બપોરે હું રજા લાવીશ અને પછી દેખાડીશ." ત્યાર પછી રાજકુંવર અને શિક્ષક જંગલના મહેલમાં ગયા. ત્યાં તેઓને એ છોકરા સંબંધી ખબર કાઢતાં જણાયું કે તેનું નામ જ્યોર્જ છે અને તેનો બાપ ઘણોજ ભલો માણસ છે. પછી બપોરે તેઓ પાછા આવ્યા, એટલે ભરવાડનો છોકરો ખુશી થતો તેમની પાસે જઈને કહેવા લાગ્યો:– "આ રહ્યો મારો મિત્ર, તેણે દેખાડવાની રજા આપી છે. ચાલો, અમે તમને માળો દેખાડીએ" એમ કહીને પોતે આગળ ચાલીને રાજકુંવરને પક્ષીનો માળો દેખાડવા લાગ્યો અને તે બોલ્યો:–"જુઓ, પેલું પક્ષી ઉડે છે તેનો આ માળો છે. જુઓ, પેલી માદા ઈંડાં ઉપર બેઠેલી છે. આપણે ધીમેથી જવું જોઈએ." આમ કહે છે એટલામાં પક્ષી ઉડી ગયું. પછી તેઓએ પક્ષીનો માળો તથા તેમાંનાં ઈંડાં જોયાં. આ બધું જોઈને રાજકુંવર ઘણોજ ખુશી થયો. પછી શિક્ષકે પોતે કબૂલ કરેલી મોહોરોમાંથી થોડીક મિચલને આપી અને બીજી બધી પેલા ભરવાડના છોકરાને આપી. એ મોહોરો લઈને તે છોકરાઓ ઘેરે ગયા.

તે દિવસે રાજા સાંજે ત્યાં ફરતો ફરતો આવી ચઢયો. તેને એવો વિચાર થયો કે "આજે છોકરાની પરીક્ષા લઈને પછી જઈએ;" તેથી તેઓ જંગલના મહેલમાં ગયા

અને ત્યાં કુંવર તથા શિક્ષકને દીઠા. પછી નાસ્તો લેવા બેઠા ત્યારે રાજકુંવરે જે પક્ષીનો માળો દીઠો હતો તેની વાત કહી અને પેલા ભરવાડના છોકરાનું પ્રમાણિકપણું કહ્યું. આ બધી વાતથી રાજા ખુશી થયો અને પછી શિક્ષકને પેલા ભરવાડના છોકરાને તેડવા મોકલ્યો. થોડીવારે ભરવાડનો છોકરો ત્યાં આવ્યો. આવીને જુએ છે તો એક સારા દેખાવનો માણસ બેઠો છે અને તેની છાતી ઉપર કેટલાક ચાંદા છે. રાજાએ છોકરાને ઘણાજ પ્રેમથી કહ્યું:—"છોકરા! મેં સાંભળ્યું છે કે તું ભણવા ચાહે છે. તું નિશાળે જા." છોકરાએ કહ્યું:—"હા સાહેબ! હું ભણવા ચાહું છું, પણ મારો બાપ ઘણોજ ગરીબ છે, તેથી હું ભણવા જઈ શકતો નથી." રાજાએ કહ્યું:—"તેની ચિન્તા ન કર, તારા બાપને તેડી લાવ." તરત તે પોતાના બાપને તેડવા ગયો અને બાપ દીકરો ત્યાં આવ્યા. રાજાએ તેમને કહ્યું:—"આ છોકરાને ભણવાનું ખર્ચ રાજ તરફથી મળશે, માટે તેને ભણવા માટે રાજધાનીમાં મોકલો." ત્યારે પેલા ભરવાડે પોતાના છોકરાને રાજધાનીમાં મોકલ્યો. છોકરો મન દઈને અભ્યાસ કરવા લાગ્યો અને થોડી મુદતમાં તે ઘણું શીખ્યો. પછી રાજાએ તેને પોતાની નોકરીમાં રાખ્યો અને તે ઘણોજ પૈસાદાર તથા નામાંકિત થયો.

**જુઓ, પ્રમાણિકપણાનું ફળ મળ્યા વિના રહેતું નથી. પ્રમાણિકપણાને બધા ચાહે છે.**



## (૫૬) પ્રમાણિક ગરીબ છોકરો.

વિલાયતમાં શિયાળામાં ઘણીજ ટાઢ પડે છે અને રસ્તામાં બરફ પડે છે. ત્યાં ગરીબોને રહેવાને તેમજ ગરીબ છોકરાઓને રહેવાને મકાન હોતાં નથી, કારણ કે તેનું ભાડું ઘણું પડે છે. લંડનમાં એવા ગરીબો ઠેકાણે ઠેકાણે દીવાસળીઓની પેટી વગેરે જુજ કિંમતની વસ્તુઓ વેચીને પોતાનું ગુજરાન કરે છે.

એક વેળાએ એક ગરીબનો છોકરો દીવાસળીની પેટી લઈને એક હૉટલ પાસે ઉભો હતો. તેનાં કપડાં ફાટી ગયેલાં હોવાથી તેમજ પગમાં બુટ ન હોવાથી તે ટાઢથી ધ્રૂજતો હતો. એ વખતે બે માણસો તે રસ્તેથી જતા હતા. તેમને તેણે પૂછ્યું કેઃ–" સાહેબ ! દીવાસળી ખરીદશો ? " તેણે કહ્યુંઃ–' નહિ ' પછી છોકરાએ કહ્યુંઃ–" ફક્ત એક પેનીનીજ કીંમત છે. " પેલા ગૃહસ્થમાંના એકે કહ્યુંઃ–" મને જરૂર નથી." છોકરાએ કહ્યુંઃ–" એક પેનીની બે આપીશ, લ્યો." તે વેળાએ એકે કહ્યુંઃ–' લાવ ' એમ કહીને એક પેની ખીસ્સામાંથી કાઢવા ગયો પણ પેની મળી નહિ; ત્યારે તેણે કહ્યું કે " મારી પાસે છુટું નથી, માટે કાલે લઈશ." છોકરાએ કહ્યુંઃ–" સાહેબ ! આજજ લ્યો, કારણ કે મને ખાવાને કંઈજ નથી. હું છુટા પૈસા લઈ આવું છું. " એમ કહ્યાથી પેલા ગૃહસ્થે તેને એક શિલિંગ આપ્યો. તે છોકરો શિલિંગ વટાવવા ગયો, પણ ઘણીવાર સુધી પાછો આવ્યો નહિ, તેથી છોકરો શિલિંગ લઈને ચાલ્યો ગયો હશે એવું ધારીને એ ગૃહસ્થ પોતાને ઘેર ગયો. બીજે દિવસે તે રસ્તા ઉપર ફરીથી

આવ્યો અને પેલા છોકરાની શોધ કરવા લાગ્યો; એટલામાં તે છોકરાનો નાનો ભાઇ મળ્યો. તેણે કહ્યું કે:–" શું કાલે રાત્રે તમે શનડીની પાસેથી દીવાસળીની પેટી વેચાતી લીધી હતી ?" તેણે કહ્યું:–" હા, તે ક્યાં છે !" પેલા નાના છોકરાએ કહ્યું કે:–" આપની પાસેથી એક શિલિંગ લઈને વટાવ્યા પછી તે પાછો આવતો હતો એટલામાં ગાડી તળે આવી જવાથી તેના બે પગ ભાગી ગયા અને દીવાસળીની પેટી તેમજ આપની સાત પેન્સ પણ જતી રહી. ચાર પેન્સ જડી છે તે આ રહી. તેને હૉસ્પીટાલમાં લેઇ ગયા છે. ત્યાં ડૉકટરો કહે છે કે તે જીવવાનો નથી. મને ખબર પડતાં હું હૉસ્પીટાલમાં ગયો ત્યારે તેણે આપના પૈસાની વાત કહી. મને તેણે આપને શોધીને પૈસા આપવાનું કહ્યું, તે આ છે." પછી પેલા ગૃહસ્થે પૂછયું કે:–" તેં ખાધું છે ?" તેણે કહ્યું:–" નહિ." પછી પેલા છોકરાને ખવરાવીને તે હૉસ્પીટાલમાં ગયો. ત્યાં શનડી ખાટલા ઉપર સૂતો હતો. તેણે એ ગૃહસ્થને ઓળખીને કહ્યું કે:–" કાલ રાત્રે હું શિલિંગ વટાવીને આવતો હતો તે વેળાએ ગાડી તળે આવી ગયો અને આપના પૈસા પડી ગયા. જે કંઇ બચ્યા છે તે મારા ભાઇને આપને પહોંચાડવાને કહ્યું હતું, તે મળ્યા હશે." આટલું કહીને પોતાના ભાઈને કહ્યું કે:–"હું હવે જાઉં છું. હવે તારી કોણ ખબર લેશે ? આપણાં માબાપ મરી ગયાં ત્યારે મારાથી બનતી મહેનત કરીને તારી સંભાળ રાખી. હવે ઇશ્વર ત્હારી સંભાળ રાખશે." આટલું કહીને તેણે પ્રાણ મૂક્યો.

જુઓ, એક ગરીબના છોકરાએ પણ પોતાનું વચન કેવું પાળ્યું ? જખમી થવા છતાં પણ જેના પૈસા આપવા જોઇએ તે યાદ રાખીને આપ્યા. આનું નામ તે ખરી ઈમાનદારી છે. પોતાનો ભાઈ ગરીબ હોવા છતાં તે પૈસા પોતાના ભાઇને ન આપતાં જેના હતા તેના પરજ તેણે મોકલી આપ્યા હતા.



## (૫૭) ત્રણ માણસોને આગમાંથી ઉગારનાર છોકરો.

તા. ૩૧ મી જાનેવારી સન ૧૮૮૨ ને દિવસે સવારે દશ વાગે લંડન શહેરમાં એક જગ્યાએ આગ લાગી હતી. જોત જોતામાં આસપાસનાં ઘરોમાં આગ ફેલાઇ ગઈ. ઘરો-માંનાં માણસો ઘણી મુશ્કેલીથી બહાર નિકળી આવ્યાં અને પોતાનો માલ બચાવવાની મહેનત કરવા લાગ્યાં. થોડીવારે આગ હોલવવાના બંબા પણ આવી પહોંચ્યા.

એક ઘરમાંથી ત્રણ માણસો નિકળવા પામ્યાં નહોતાં. દાદર સળગેલો હોવાથી તેઓએ નિકળવાની ઘણી તજવીજ કરી, પણ કોઈ રીતે રસ્તો સૂઝયો નહિ. આખરે તેઓ રસ્તા ઉપરની બારીએ આવ્યા. એ બારીમાંથી જો નીચે કૂદી પડે તો તરતજ પ્રાણ જાય એવું હતું. રસ્તામાં ઉભેલાં માણસો તેઓને જોવા લાગ્યાં અને તેઓને બચાવવાને તજવીજ કરવા લાગ્યાં, પણ એટલી મોટી નિસરણી નહિ હોવાને લીધે કંઈ ઈલાજ રહ્યો નહિ.

એ જોનારાં માણસોમાં એક ૧૨–૧૩ વર્ષની ઉમ્મરનો બુટ સાફ કરનાર છોકરો હતો. તેનું નામ ચારલી વાઇટ હતું. તેણે આ દયાભરેલો દેખાવ જોઇને તરતજ આસપાસ જોયું તો એક તારનો થાંભલો રસ્તામાં ઉભો કરેલો જોયો.

બળતા ઘરના છાપરામાં એક હુક મારીને તેમાં તારના દોરડાનો એક છેડો બાંધેલો હતો અને બીજો છેડો રસ્તા ઉપરના પેલા થાંભલાને બાંધેલો હતો; તેથી જો કોઇ તે થાંભલાનો છેડો કાપી નાખે તો તે ઉપરનું તારનું દોરડું નીચે લટકીને બરાબર બારીની વચ્ચોવચ્ચ ઝુલે. એમ લાગવાથી તરત તેણે આસપાસ નજર કરીને જોયું તો આગ હોલવનારાઓની એક કુહાડી રસ્તામાં પડેલી દીઠી. તે લઈને એ છોકરાએ પેલા થાંભલા ઉપર ચઢીને તારનું દોરડું કાપવા લાગ્યો. થોડીવારમાં તારનું દોરડું કપાઈ ગયું એટલે તરત તે બારીની વચ્ચોવચ્ચ ઝુલતું થયું. તેને પકડીને એક પછી એક એમ ત્રણે જણા નીચે ઉતર્યા. જોનારાઓ ચારલી વાઈટનું આ દયાભરેલું કામ જોઇને ઘણોજ હર્ષનાદ કરવા લાગ્યા અને તેને શાબાસી આપવા લાગ્યા. પછી પેલા ત્રણ માણસોએ ઉતરીને તેને કેટલુંક ઇનામ આપ્યું અને તે છોકરાનો ઉપકાર માન્યો. તુરત ન્યુસપેપરવાળાએ તેની છબી છાપી અને તેના કામની પ્રસંશા કરી. આ વાત લંડનમાં હુમન સોસાઇટી એટલે દયાનાં કામો કરનારી સભાના જાણવામાં આવી. તે સભા જે માણસો આફતમાંથી મનુષ્યોના જીવ ઉગારે તેઓને સોનાના તથા રૂપાના ચાંદ આપે છે; તેણે પેલા છોકરાને એક સોનાનો ચાંદ આપ્યો.

જુઓ ૧૨–૧૩ વર્ષના છોકરાએ પણ કેવી રીતે ત્રણ જીવ ઉગાર્યા! **માણસ ગમે એટલો ગરીબ હોય તોપણ જો તે ધારે તો પરોપકારનાં કામો કરી શકે છે.**



## (૫૮) આગગાડીને બચાવતાં જીવ આપનાર છોકરો.

તા. ૧૯ નવેમ્બર ૧૮૯૭ ને દિવસે જર્મનીના દક્ષિણ ભાગમાં બહુજ ભારે વરસાદ થવાથી નાની મોટી નદીઓમાં રેલ આવી અને તેથી કેટલાંક ગામ તણાઇ ગયાં. તે વરસાદમાં કારલ સ્પ્રીનગેલ નામના ૧૪ વર્ષની ઉમ્મરના છોકરાએ જે બહાદુરીનું કામ કર્યું હતું તેનું વર્ણન નીચે આપવામાં આવે છે.

વીલહેમ સ્પ્રીનગેલ નામનો એક માણસ રેલ્વે ઉપર નોકર હતો. તે ગુલશના નદી ઉપરના પુલના ચોકીદારનું કામ કરતો હતો. તેનો ૧૪ વર્ષનો છોકરો કાસ્લ સ્પ્રીનગેલ તેની સાથે રહેતો હતો. જે દિવસે મોટા તોફાન સાથે વરસાદ પડયો તે રાત્રે ગાડી આવવા પહેલાં પુલ જોવા માટે વિલહેમ સ્પીનગેલ ગયો અને તેનો છોકરો ઘરમાં બેઠો હતો. થોડીવાર પછી નદીમાં રેલ આવી અને તેથી કેટલાંક ગામ તણાઈ ગયાં. સ્પીનગેલ બહાર નીકળીને પુલ તરફ ગયો અને જોવા લાગ્યો તો પુલ ભાંગી ગયેલો જણાયો. તે પોતાના બાપને બોલાવવા મંડયો, પણ કાંઇ જવાબ મળ્યો નહિ. તેણે ધાર્યું કે બાપ તો જણાતો નથી અને હમણાં રાત્રિની છેલ્લી ગાડી આવવાનો વખત થયો છે. હવે શું કરવું ? જો ગાડીને રોકવામાં ન આવે તો તે નદીમાં પડી જશે અને સર્વ માણસો મરણ પામશે. આ વિચાર આવવાથી તેના મનમાં દયાનો સંચાર થયો. તેણે દઢ નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે ગાડીને રોકવી તો ખરીજ.

ગાડીને જવાનો રસ્તો એક પહાડની સાંકડી નાળમાંથી હતો અને ત્યાં ઉભા રહેવા જેટલી પણ જગ્યા નહોતી. હવે

શું કરવું? તે વેળાએ તેને એમ સૂઝયું કે હાથની ગાડીને ઉભી કરીને તેના ઉપર ચઢીને લાલ ફાનસ દેખાડવાથી ગાડી ઉભી રહેશે. પછી તે હાથની ગાડીને નાકાપર લઈ ગયો અને હાથમાં લાલ ફાનસ લઈને ઉભો; એટલામાં આગગાડી આવી. ગાડીના હાંકનારે છોકરાને હાથગાડી ઉપર ચઢીને લાલ ફાનસ દેખાડતો ઉભેલો જોયો, તેથી તરત તેણે ગાડીનો વેગ ધીમો પાડયો; પણ તે કોઇ રીતે જલદી ઉભી રાખી શકયો નહિ. છોકરો બુમો પાડીને કહેવા લાગ્યો કેઃ- "પુલ ભાંગ્યો છે, પુલ ભાંગ્યો છે" આવું બોલતાંજ ઇન્જીનનો ધક્કો તે છોકરાની ગાડીને લાગ્યો, તેથી ગાડી અને છોકરો બંને ઉછળ્યા અને કેટલાક ફુટ ઉંચે જઈને નીચે પછડાયાં અને એમના ચૂરેચૂરા થઇ ગયા. પછી આગગાડી ઉભી રહી અને તે છોકરાની શોધ કરી તો તે મુવેલો જણાયો. બીજે દહાડે મોટા માનની સાથે પાસેના ગામમાં તેની કબર કરી. તે કબર ઉપર લખવામાં આવ્યું છે કે,

**કારલ સ્મીનગેલ**

**ઉમ્મર ૧૪ વર્ષની, તે બહાદુરીથી અને પરોપકાર કરતાં મરણ પામ્યો છે. તેણે ૨૦૦ માણસોના જીવ ઉગાર્યા છે.**

## (૫૯) દયાળુ રાજપુત્ર મૂળરાજ.

અગિયારમા સૈકામાં ગુજરાતનો રાજા પહેલો ભીમદેવ રાજ્યગાદી પર હતો. તેને મૂળરાજ નામનો પુત્ર હતો. તે બાલ્યાવસ્થામાં હતો ત્યારે એક વર્ષ વરસાદ પડયો નહોતો.

એ વખતે ઠંડાઈ અને વિશોપક ગામના લોકો રાજાને ઉપજનો ભાગ આપવાને શકિતમાન નહોતા. રાજા તરફથી એક તલાટીને તપાસ કરવા માટે મોકલવામાં આવ્યો. તેણે જે લોકોની પાસે કંઇ માલ મિલકત દીઠી તેમને રાજધાનીમાં લાવી રાજા ભીમદેવના આગળ રજુ કર્યા. તેજ દિવસે સવારમાં મૂળરાજ કુંવર કે જે સત્યવક્તા અને વચનપાલક ગણાતો હતો તે એ જગ્યાની પાસે ફરતો હતો. કુંવરની સાથે રાજાનો સોંપેલો એક ચાકર હતો. કુંવરે આ સર્વ માણસોને બ્હીતા બ્હીતા માંહોમાંહે વાત કરતા જોયા; તેથી તેની પૂછપરછ કરતાં પોતાના ચાકરની મારફત સર્વ વાત તેના જાણવામાં આવી. તે સાંભળીને તેની આંખમાં આંસુ આવી ગયાં. પછી તે વાતનો ઇલાજ કરવા સારૂ તરતજ તેણે પોતાની ઘોડા ઉપર બેસવાની કળાથી રાજાને પ્રસન્ન કર્યો. રાજાએ કાંઇ માગવાનું કહ્યું. તેના બદલામાં એ કુંવરે માગી લીધું કેઃ—“ પેલા માણસોનાં નાણાં પાછાં આપો. ” રાજાની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં અને કુંવરના કહેવા પ્રમાણે કર્યું. વળી તેને આગ્રહ કરીને કહ્યું કેઃ—“ તું તારા પોતાને વાસ્તે પણ બીજું કંઈ માગી લે. ”

પેલા લોકોને કેદમાંથી છોડી મૂકયા એટલે તેઓ મૂળરાજને નમસ્કાર કરવાને આવ્યા અને તેમાંના કેટલાક તો જાથુ તેની ચાકરી કરવાને રહ્યા તથા બાકીનાઓએ તેની કીર્તિ ચોમેર ફેલાવી.

આ ઉદાર મૂળરાજ તે પછી થોડેજ દિવસે મરણ પામ્યો. રાજા અને તેનો દરબાર તેમજ જે લોકોનો તેણે

વચ્ચે પડીને છુટકારો કર્યો હતો, તે સર્વે તેના મરણથી બહુજ દુઃખી થયા.

બીજે વર્ષે પુષ્કળ વરસાદ થવાથી બધી જાતનું અનાજ સારી રીતે પાક્યું; એટલે ખેડુતો ગયા વર્ષનો અને ચાલતા વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. ત્યારે ગયા વર્ષનો ભાગ લેવાને રાજા ભીમદેવે ના કહી, પણ ખેડુતોએ પ્રાર્થના કરવાથી છેવટે એવો ઠરાવ થયો કે ગયા વર્ષની ઉપજનો ભાગ મૂળરાજ રાજકુંવરના પુણ્યને અર્થે દેવાલય બંધાવવાના કામમાં વાપરવો.



## (૬૦) દુઃખ વેઠીને ટ્રેનને બચાવનારી છોકરી.

અમેરિકામાં એક ગામ પાસેના નાળા ઉપર લોઢાનો પુલ હતો. એ પુલની પાસેના ઝુંપડામાં કેટ નામની છોકરી પોતાનાં માબાપ સાથે રહેતી હતી. એક તોફાનની અને વરસાદની સાંજે કેટ પોતાની બારીમાંથી પોતાના બાપને આવવાની વાટ જોતી હતી, તેવામાં તેણે દૂરથી પાટા ઉપર આગગાડીને આવતી જોઈ. તે ટ્રેન નાળાની પાસે આવતી હતી. પછી કેટે થોડીવાર સુધી જોયું તો પણ તે ત્યાં આવેલી જણાઈ નહિ, જેથી તે તરત ફાનસ સળગાવીને દોડી ગઈ. જ્યારે તે પુલની પાસે પહોંચી ત્યારે તેણે જાણ્યું કે પુલ ભાગ્યો છે અને ઈન્જીન તથા ડબાઓ નાળામાં પડીને તણાઇ ગયા છે. તેણે ધાર્યું કે હમણાં બીજી ટ્રેન આવશે તેની પણ આવી હાલત થશે, માટે તેને બચાવવાની મારે કોશેશ કરવી જોઈએ. આવો નિશ્ચય કરીને તે બહાદુર છોકરી

તરતજ પાસેના સ્ટેશને જવા નીકળી. તે સ્ટેશન પુલથી એક માઇલને છેટે હતું અને ત્યાં જતાં રસ્તામાં એક ઘણોજ સાંકડો લાકડાનો પુલ હતો. આ પુલ ઉપરથી જવું એ દિવસે પણ મુશ્કેલ પડતું, તો પછી આવી અંધારી રાત્રે અને તોફાનની વેળાએ તો તેના ઉપરથી જવું એ બહુજ ભયંકર હતું. છતાં તે છોકરીએ સ્ટેશન ઉપર જવાનો મજબૂત વિચાર કર્યો હતો, તેથી મુશ્કેલીની દરકાર નહિ કરતાં તે પુલ ઉપરથી ઘુંટણપર બેસીને વાંદરાની માફક ધીરે ધીરે પસાર થઇ અને પછી ઘણી દોડવા લાગી, તેનાં લુગડાં કાંટામાં ભરાતાં અને ફાટતાં હતાં તથા પાણીથી તરબોળ થઈ ગયાં હતાં, છતાં તે જેમ તેમ કરીને જલદી સ્ટેશને પહોંચી ગઈ. એ વખતે તેને શ્વાસ ચડી ગયો હતો તેથી તે વધુ બોલી શકી નહિ. ફક્ત "ટ્રેન રોકો, ટ્રેન રોકો." આટલું કહીને તે તુરતજ જમીન ઉપર પડી ગઈ. ગાડી એક મીનીટ પહેલાંજ ઉપડેલી હોવાથી સ્ટેશન માસ્તરે તરતજ માણસો દોડાવીને ગાડીને થોભાવી. જો તેમ ન થાત તો ટ્રેનમાંનાં બધાં માણસો મરી જાત. શું કેટ બહાદુર છોકરી નહોતી ?

તેણે બહાદુરી કરીને ખબર આપી સેંકડો માણસોના જીવ બચાવ્યા તે બદલ સર્વેએ તેનો ઘણોજ ઉપકાર માન્યો. આ બચી જનારા લોકો તે વખતે કેટલા બધા ખુશી થયા હશે ? વળી તે છોકરી પોતે પણ કેટલી બધી રાજી થઈ હશે ? વાંચનાર ! પરોપકાર કરવાનો આવેશ મનમાં ભરાયા પછી એક બાળકી પણ કેટલું બધું દુઃખ વેઠવાને શક્તિમાન

થાય છે, અને તેનામાં કેટલી બધી બહાદુરી આવી જાય છે, તેનો આ કેવો સરસ દાખલો છે ! અંધારી રાત્રે એક છોકરી આવી રીતે પુલ ઉતરીને હોડલી એક માઇલ સુધી જાય એ સર્વ પરોપકારના આવેશનુંજ પરિણામ સમજવાનું છે. વાંચનાર ભાઈઓ ! જો પરોપકારી થવા ઈચ્છશો તો તમે પણ આવાં ઘણાં કામો કરી શકશો. **બીજાઓના હિતનાં કામો કરવાથી પ્રભુ રાજી થાય છે અને માણસો પણ રાજી થાય છે; એટલુંજ નહિ પણ તેવું કામ કરનારને પોતાને પણ તેથી જે ખુશાલી ઉપજે છે તેની ખુબી તો તેવાં કામ કરનારાઓજ સમજી શકે છે.**

---

## (૬૧) સંકટમાં ફસેલાઓને બચાવનાર દયાળુ છોકરો.

કેટલાંક વર્ષ ઉપર શિયાળાની ઋતુમાં એક દિવસે સ્કૉટલૅંડના સેન્ટ એનરવલ્લસ્ટ્રીટમાં બૂમ પડી કેઃ—" એક વહાણ થોડે છેટે કીચડમાં લાધી ગયું છે અને તેમાં બેઠેલા ઉતારૂઓ ઘણા સંકટમાં છે. " આ વાત સાંભળતાંજ લોકો ચોતરફથી ભેગા થયા અને અફસોસ કરવા લાગ્યા. તે વેળાએ ત્યાં એક પણ હોડી નહોતી કે જેથી તેઓને કોઈ ઉતારી લાવે. ત્રણ દિવસ સુધી એ પ્રમાણે સર્વ ઉતારૂઓ ખાધા-પીધા વગર દરિયામાં ફસાઈ રહ્યા. પાણી ઘણાં ઊંડા હોવાથી કોઇથી તરીને પણ અવાય તેમ નહોતું. બધાં માણસો દયા બતાવવા લાગ્યાં, પણ કોઈની હિમ્મત થઇ નહિ કે તેઓને બચાવે. એટલામાં એક વિદ્યાર્થી ત્યાં આવી ચઢ્યો.

વહાણના માણસોની હાલત માટે તેને બહુજ દયા આવી. તે જો કે બહુ બળવાન નહોતો પણ તેની હિમ્મત જબરી હતી. તરતજ બોલી ઉઠયો કે, "**હું તેઓને છોડાવવા માટે જાઉં છું,**" આમ કહીને એક માણસની પાસે દોરડું હતું તે લઈને પોતાની કમર ઉપર વીંટાળીને પોતે સમુદ્રમાં કૂદી પડયો. બધાં માણસો તેની આ હિમ્મત જોઇને બહુજ આશ્ચર્ય પામ્યાં, અને તમાં તેને ફતેહ મળે તે માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યાં.

પેલો વિદ્યાર્થી ઘણી મુસ્કેલીએ ધીમે ધીમે તરવા લાગ્યો. **તેના મનમાં એમજ હતું કે હું જઇને દુઃખમાં પડેલાને બચાવીશ, તેથી કષ્ટને તે કષ્ટ સમજ્યો નહિ.** ઊંડા પાણીમાં લાંબી મજલ સુધી તરવું એ ઘણું કઠિન કામ છે. બીજા લોકો જેઓ આ બધું જોઇ રહ્યા હતા તેઓ તેના કરતાં પણ વધારે મજબૂત હોવા છતાં તરવામાં પાછા હઠતા હતા. આ વિદ્યાર્થીના મનમાં દયા હતી તેથી તે ઘણી મુસ્કેલી વેઠીને પણ વહાણમાં જઇ પહોંચ્યો. તેણે પોતાના દાંતમાં ચાકુ પકડયું હતું તેવડે કમ્મરનું દોરડું કાપી નાખ્યું. કિનારે ઉભેલા તેના એક મિત્રે તે દોરડું પકડી રાખ્યું હતું કેમકે કદાચ તે તરી ન શકે તો તેને પાછો ખેંચી લેવાય. પછી વહાણમાંથી એક માણસને સાથે લઇને તરતો તરતો તે પાછો કિનારે આવ્યો. પછી બીજી વાર ગયો ત્યારે પણ બીજા એક માણસને સાથે લાવ્યો. આવી રીતે છ વાર જઇને છ માણસોને બચાવ્યાં. હવે તે થાકી ગયો હતો, તે છતાં સાતમી વખત જઇને પણ એક

દુર્બળ છોકરાને લાવવા તે મહેનત કરતો હતો, પણ પેલો છોકરો દુર્બળ હોવાથી તે બરાબર તરતો નહોતો તેથી તે ડૂબી ગયો. તેણે ડૂબકી મારીને તેને પાછો કાઢયો. એવી રીતે બે વાર ડૂબકી મારીને તેને પાછો કાઢયો હતો. આખરે ઘણી મુશ્કેલીથી તેને પણ કિનારે લાવ્યો. કિનારાપરનાં બધાં માણસોએ દરેક વખત તેને મોટા અવાજે કરીને શાબાસી આપી હતી અને છેલ્લીવારે તો ઘણીજ શાબાસી આપી.

ઉપલા વિદ્યાર્થીની વાત ઉપરથી એ શિખામણ લેવાની છે કે બીજાઓ કરતાં **દુર્બળ હોવા છતાં પણ જો માણસમાં હિમ્મત હોય તો તે ગમે એવાં મોટાં કામો કરી શકે છે, અને જો તે કામો ખરા દિલથી કરવામાં આવે તો જરૂર તેમાં ફતેહ મળે છે. પરોપકારની હિમ્મત સર્વથી શ્રેષ્ઠ છે; અને તેવી હિમ્મતવાળો માણસ પોતાને દુર્બળ સમજતોજ નથી.**

## (૬૨) ગરીબ ખેડુતને માટે બંદીખાનામાં જનાર છોકરો.

ફ્રાન્સમાં કેટલાંક વર્ષની વાત ઉપર એક જુવાન છોકરાએ કંઈક ગુન્હો કર્યાથી સરકારે તેને કેદમાં પૂર્યો હતો. એક વેળાએ લાગ જોઈને કેદખાનામાંથી તે નાસી ગયો. જંગલમાં ચાલતાં ચાલતાં એક ગામ દેખાવાથી તે ત્યાં ગયો, તેને ઘણી ભૂખ લાગી હતી તેથી તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે ગામમાં જઈને ભીખ માગીને ખાઈશ. તે એક ઝુંપડામાં ગયો અને કંઇ ખાવાનું માગ્યું, પણ તે ઝુંપડામાં ઘણાંજ ગરીબ માણસો રહેતાં હતાં. તેમાં એક

ખેડુત, તેનાં ચાર છોકરાં અને સ્રી હતી. તે ખેડુતે કહ્યું કે—"અમારી પાસે કંઇ પણ ખાવાનું નથી, મારી જમીનનું ગણોત પણ મેં આપ્યું નથી. આજકાલમાંજ હવે હું ઘરબારવિનાનો થઇ જઇશ." ખેડુતની આવી હકીકત સાંભળીને પેલા જુવાન છોકરાને દયા આવવાથી તેણે કહ્યું કે—**"હું હમણાંજ કેદખાનામાંથી નાસીને આવ્યો છું. તું મને પાછો પોલીસને સ્વાધીન કર એટલે તને તે બદલ ૫૦ શિલિંગ મળશે.** તારે જમીનનું કેટલું ભાડું આપવાનું છે?" ખેડુતે કહ્યું કે "૪૦ શીલીંગ આપવા છે."

કેદખાનામાંથી નાસી આવેલા છોકરાએ કહ્યુંઃ—" **તું દોરડાથી મારા હાથ બાંધ અને હું તારી સાથે શહેરમાં આવીશ. તને પૈસા મળવાથી તારૂં દુઃખ ઓછું થશે.** " ખેડુતે તેમ કરવાની ના કહી. પણ આ જુવાન છોકરાએ ઘણી હઠ કરી, તેથી ખેડુત તે નાસી આવેલા છોકરાના હાથ દોરડાથી બાંધીને તેને શહેરની પોલીસ પાસે લઇ ગયો. ખેડુતને ૫૦ શિલિંગો તેને પકડવા બદલ મળ્યા. પછી તે છોકરાને ફરીથી કેદમાં પૂર્યો. ત્યાર પછી પેલા ગરીબ ખેડુતને ત્યાંના અમલદારે પુરાવો આપવા માટે બોલાવ્યો, અને બંદીવાનને કેવી રીતે પકડયો તે પૂછયું. ખેડુતે જે બન્યું હતું તે કહ્યું. તે સાંભળીને સર્વને મોટું આશ્ચર્ય થયું અને તેને પોતાની તરફથી બીજા ૫૦ શિલિંગો આપ્યા. પછી તે અમલદારે આ બધી હકીકત જડજને લખી મોકલી. જડજ પેલા બંદીવાનનું દયાનું કામ જાણીને ઘણોજ ખુશી થયો. તે છોકરાએ શો અપરાધ કર્યો હતો

તેની તેણે તપાસ કરી તો જણાયું કે તેણે એક ઘણોજ નાનો ગુન્હો કર્યો હતો અને તે માટે તેને કેદખાનામાં પૂરવામાં આવ્યો હતો. પછી તે ભલા જડજે પેલા ઉપકારી છોકરાને કેદખાનામાંથી છોડવાનો હુકમ કર્યો.

આ ઉપરથી એ શીખવું જોઇએ કે દયાનાં કામો **કરવામાં પોતાના દુઃખને ગણકારવું નહિ.** પેલો કેદી ધારત તો નાસી જઈ શકતઃ પણ પેલા ગરીબનું દુઃખ જોઇને તે પાછો કેદખાનામાં ગયો એજ તેની ખરી દયા છે.

---

## (૬૩) ઘણાં માણસોના જીવ બચાવનાર ગોવાળીયો.

સીડની વૅાટનર નામનો દશ વર્ષની વયનો એક છોકરો ઇંગ્લાંડના ચૅસ્ટનટ હીલ નામના ગામડામાં ઢોરની રખેવાળીનું કામ કરતો હતો. સપ્ટેમ્બર મહિનાની એક તોફાની રાત્રે તેણે પોતાની ગાયોને ગણી જોઈ તો એક ગાય ઓછી જણાઈ. તેણે વિચાર કર્યો કે હવે બહુ મોડું થયું છે માટે કાલે સવારે જંગલમાં તેની શોધ કરીશ. બીજે દિવસે સવારે સીડની ગાયની શોધ કરવા નીકળ્યો. રેલવેની સડક તરફ તપાસ કરતાં ત્યાં એક ડુંગરાની ખીણમાં તેણે ગાયને જોઇ. તેનાં શીંગડાં એક ઝાડની ડાળીમાં ભરાઈ ગયાં હતાં અને તે નીકળતાં નહોતાં, તેથી ગાય આખી રાત્રિ ત્યાંજ ઉભી રહી હતી તે તેણે દૂરથી જોયું. એવામાં તેણે મોટો અવાજ સાંભળ્યો. તે શેનો અવાજ છે તે જાણવા માટે ગાયની વાત વિસરીને તેની શોધમાં જવાને તે નીકળ્યો. રેલવે સડક પરથી તે નીચે ઉતર્યો તો તેણે જોયું કે ડુંગરનો

થોડો ભાગ ધસી પડયો હતો અને તેને લીધે અવાજ સંભળાયો હતો તથા રેલવેના પાટા ઉપર પથ્થરનો ઢગલો થઇ ગયો હતો.

સીડની પહેલાંથી જાણતો હતો કે દરરોજ આ વખતે ગાડી આવે છે. તેને લાગ્યું કે જો ગાડી આ ઢગલા ઉપર ચઢી જશે તો ઉંધી વળશે અને માણસો માર્યાં જશે તથા જખમી થશે. તેના મનમાં દયા ઉપજી, તેથી પકકો નિશ્ચય કરીને તે દોડવા લાગ્યો. આશરે ત્રણ માઇલ આવ્યા પછી તેણે ગાડીને આવતી જોઇને વિચાર કર્યો કે જો મારી પાસે લાલ કપડું હોય તો હું તેનો વાવટો કરીને ગાડીને રોકી શકું. તુરત તેને યાદ આવ્યું કે કાલેજ મારી શેઠાણીએ મને લાલ વાસકુટ ( બંડી ) તૈયાર કરીને આપ્યો છે તે કાઢું અને તે બતાવું, એટલે ગાડીનો હાંકનાર સમજશે કે કંઇ ભય છે." પછી તરતજ પોતાનો લાલ વાસકુટ કાઢીને હલાવતો હલાવતો તે દોડવા લાગ્યો. તે વેળાએ બહુજ ટાઢ હતી છતાં માણસોના જીવ બચાવવાના ઉમંગમાં તેની તેણે દરકાર રાખી નહિ.

ઇન્જીનડ્રાઇવરે આ લાલ નિશાન દેખાડતા છોકરાને જોઇને તરતજ ગાડી ચાલતી બંધ કરી. બધા ઉતારૂઓ વિચારવા લાગ્યા કે એકદમ ગાડી કેમ ઉભી રહી ? તરતજ લોકોએ ઉતરીને તપાસ કરી તો જણાયું કે આ છોકરાએ આપણને મરતાં બચાવ્યા છે. ત્યાર પછી સીડની પોતાની ગાયને છોડાવવા માટે ગયો અને તેને છોડાવીને ઘેર લઇ ગયો. સીડની જાણતો નહોતો કે હું બહાદુર છું, પણ બીજા

દહાડાના ન્યુસપેપરમાં તેણે જે કામ કર્યું હતું તેનો હેવાલ "ચેસ્ટનટનો બહાદુર છોકરો" એવા મથાળા નીચે છપાયો.

જુઓ, એક સાધારણ છોકરાથી પણ કેટલાં માણસોના જીવ બચે છે? તેમાં કંઇ ધનની જરૂર પડતી નથી, ફક્ત વિચાર કરીને યોગ્ય કામ કરવાથીજ તેમ બની શકે છે. **જો ભલું કરવાની ખરેખરી ઇચ્છા હોય તો કોઈને કોઈ પણ પ્રકારે ભલું કરી શકાય છેજ.**



## (૬૪) રોગીઓની સેવા કરનાર મેડલીન સાઉન.

પારિસમાં બારાંડે મોથાં (The Baronde monthysn) નામનો એક વકીલ રહેતો હતો, તે ઈ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યો. તેણે પોતાની માલમિલકતનું વસીયતનામું કર્યું હતું. તેમાં તેણે પરોપકારનાં કામ કરવા માટે કેટલાંક ફંડ નક્કી કર્યાં હતાં. એમાંના એક ફંડની મતલબ એવી હતી કે દરવર્ષે ૧૦૦૦૦ એટલે હાલના હિસાબ મુજબ ૬૨૩૭ા રૂપિયા જે ગરીબ ફ્રેન્ચ સારાં ઉપયોગી કામ કરે તેને ઇનામના આપવા. તે પ્રમાણે દરવર્ષે ઇનામ અપાતું રહે છે. તેમાંનુ એક ઇનામ એક ગરીબ છોકરીને જે પરોપકાર કરવા માટે મળ્યું હતું તેનું વર્ણન નીચે આપવામાં આવે છે.

ઇ. સ. ૧૮૦૨ માં સેન્ટ ઈટીયન ડવાટન નામના ગામડામાં મેડલીન સાઉન જન્મી હતી. જ્યારે આ છોકરી નાની હતી ત્યારે તે જનાવરોની રખેવાળી કરતી હતી, એ વખતે તે દરરોજ પોતાનું ખાવાનું સાથે લઇ જતી તેમાંથી કેટલુંક ગરીબ માણસોને ખવરાવતી હતી. તે કોઈ પણ ગરી-

**બને જોતી તો તેને બનતી મદદ કરવા ચૂકતી નહોતી.** આ છોકરીની ઝુંપડીથી દોઢ માઇલ ઉપર એક આંધળી વિધવા એક નાની છોકરી સાથે રહેતી હતી. તેની ગરીબાઈની વાત સાંભળીને તે છોકરીને દયા આવવાથી દરરોજ તેના ઘરમાં જઈ તે ખાવાનું આપી આવતી તથા સાફસુફ કરી આવતી હતી. આ પ્રમાણે પંદર વર્ષ સુધી તે દરરોજ દોઢ માઇલ જઇને આવતી હતી. વળી તેટલેજ દૂર બીજે ઠેકાણે એક ગરીબ છોકરી રહેતી હતી, તેને રક્તપિત્તનો રોગ થવાથી તેના કુટુંબનાં માણસોએ ઘરમાંથી કાઢીને બહાર રાખી હતી, અને કોઇપણ સગાં વહાલાં તેની ખબર અંતર પૂછતાં નહોતાં. આ ખબર મેડલીનને પડવાથી તેને દયા આવી. પછી તે દરરોજ તેને ત્યાં જઇને પણ ખાવાનું આપતી અને જખમ ઉપર મલમપટો કરતી હતી. એ છોકરી આઠ મહીના જીવી અને આખરે તે મરી ગઈ એ વેળાએ કોઈપણ તેનું સગું વહાલું નહોતું. કેવળ પેલી પરોપકારી છોકરી હતી.

શિયાળાની ઋતુમાં 'માનસેલ' નામની એક ગરીબ સ્ત્રી માંદી પડી હતી, તેનું પણ કોઇ સગું વહાલું ન હોવાથી તેની ચાકરી કરવાને તેના ઘરમાં તે રહેતી હતી, ત્યાં પુષ્કળ લોંકડીઓ હતી અને ઘરનું બારણું જોઈએ તેવું મજબૂત નહોતું, તેથી તેણે એક મોટો પથરો બારણા આગળ મૂક્યો કે જેથી બારણું ઉઘડે નહિ. ઘરમાં સઘડી સળગતી રહેતી, કારણ કે બહુ ટાંઢ લાગે છે તેથી યૂરોપમાં શિયાળામાં બધાં માણસો દેવતાથી શરીર શેકે છે. તે ઘરમાં ધૂમાડા જવાનો કંઇ માર્ગ નહોતો તેથી આખો ઓરડો ધૂમાડાથી

ભરાઈ ગયો, એટલે બારણું ઉઘાડયું. એટલામાં એક લોંકડી ઘરમાં આવી પહોંચી. તે વેળાએ મેડલીન સાઉને તેનો કાન પકડીને બહાર કાઢી તેથી લોંકડી બરાડવા લાગી, એટલામાં બીજી લોંકડીઓનું ટોળું આવ્યું. જલદીથી દોડીને મેડલીને ઘરનું બારણું બંધ કરી લીધું. જો તે વેળાએ તેણે સમયસૂચકતા નહિ વાપરી હોત તો તે લોંકડીઓને ભોગ થઈ પડત. આવી રીતે ઘણી વખતે સમયસૂચકતા વાપરીને ગરીબ–માંદી મેનસલની સેવા ચાકરી તે કરતી હતી. પછી થોડા દિવસમાં તે બાઇ મરણ પામી ત્યારે મેડલીને વિચાર કર્યો કે જો તેને આમને આમ રહેવા દઇને હું લોકોને બોલાવવા જાઉં તો લોંકડી આવીને ચુંથી નાખશે. તેથી તે પોતે તે મુડદું ઉંચકીને જ્યાં માણસોની વસ્તી હતી ત્યાં ગઇ અને તેને દફનાવીને પોતાને ઘેર ગઈ.

આવી રીતે તેણે ઘણા પ્રકારનાં કષ્ટો સહન કરીને બીજાનું ભલું કર્યું હતું. આ ખબર રાણી એમેલીને પડી તેથી તે ઘણી ખુશી થઈ અને પોતાની સાથે વાતચિત કરવા માટે તેને બોલાવી તથા ઘણું માન દઇને ઇનામ આપ્યું. ત્યાર પછી આ ખબર બારાંડે મોથના ફંડના ઉપરીને પડી. તેથી તેણે બારાંડે મોથનું સદ્‌વર્ત્તન બદલનું ઇનામ પણ એ છોકરીને આપ્યું. ગરીબાઈ હોવા છતાં પણ પરોપકાર કરી શકાય છે, તેનું આ ઉદાહરણ છે.

---

### (૬૫) ગામને તાણાતું બચાવનાર છોકરો.

યૂરોપખંડના હોલંડ દેશનો કેટલોક ભાગ પાણીની સપાટીથી નીચો હોવાથી કોઇ કોઈ વેળાએ સમુદ્રનું પાણી

આવીને તે ભાગના ગામોને ઘસડી જતું હતું. તેમાંથી બચાવ કરવા માટે ત્યાંના માણસોએ સમુદ્રની બાજુએ એક મોટી ભીંત બાંધી હતી. છતાં કોઇ વેળાએ તે ભીંત તોડીને પણ પાણી આવતું અને ત્યાંના લોકોને નુકસાન કરતું. લોકો પોતપોતાનાં છોકરાંઓને ભીંત તુટી જવાથી આગલા વખતમાં શું શું નુકસાન થયું હતું તેની વાતો કરીને તેઓને ખુશી કરતા અને કહેતા કે જો ભીંતમાંથી જરાપણ પાણી નીકળે તો તરત તેનો ઇલાજ કરવો જોઈએ. નહિતો એક દમ ભીંત તોડીને પાણી ઘણા જોરથી આવે છે અને જાનમાલની ભારે નુકશાની થાય છે.

એક દિવસે શિયાળામાં એક છોકરો ભીંતની પાસે થઇને આવતો હતો તેવામાં તેની નજર એકાએક ભીંતમાંથી પાણી આવતું હતું તેનાપર પડી. તરત તેને પોતાના બાપે કહેલી વાત યાદ આવી. તેણે વિચાર કર્યો કે "દોડતો જઇને આ વાત મારા બાપને કહું, જેથી અહિંથી નાસી જઇને ઉંચી જગ્યાપર બેસીએ. પણ વળી તેના મનમાં આવ્યું કે **અમે એકલા બચીશું તેમાં શું**? બીજા માણસો તો મરી જશે! શું હું કોઈ રીતે તેઓને બચાવી શકીશ નહિ? હું દોડતો બધાને કહેવા જઇશ તો પાણી જોરથી આવશે અને બાકું મોટું થઇને આખું ગામ ઘસડાઈ જશે માટે એમ કરવું એ પણ સલામત નથી. વધુ વિચાર કરતાં તેના મનમાં આવ્યું કે જો ભીંતમાંથી પાણી આવતું અટકાવું તો મારો બાપ તેમજ લોકો સર્વ બચશે." પછી તેણે પોતાનો હાથ જ્યાંથી પાણી આવતું હતું ત્યાં રાખ્યો અને પાણી આવતું

તેમજ બાકું મોટું થતું અટકાવ્યું. આખી રાત્રિ તેણે એવી રીતે પોતાનો હાથ પાણી અટકાવવા માટે રાખ્યો. ટાઢ સખ્ત હતી, વળી તે ભીનામાં બેઠો હતો અને હાથ પાણીમાં બોળેલા હતા તેથી તેને ઘણી ટાઢ ચડી, છતાં તેની જરા પણ દરકાર ન કરતાં તે ત્યાંજ બેસી રહ્યો. ઘેરે તેનો બાપ તેની વાટ જોતો બેઠો હતો, સવારના પહોરમાં ત્યાં થઇને નીકળનાર એક માણસે તે છોકરાને ભીંત તરફ બેઠેલો અને તેનો હાથ ભીંતના બાકામાં ખોસેલો જોઇને પૂછયું કે, "છોકરા! તું અહિં શું કરે છે?" છોકરાએ લથડતે અવાજે કહ્યું કે:—"અહિંથી પાણી નીકળે છે તેને રોકું છું; નહિં તો ગામ ઘસડાઈ જાય." એથી વધારે તે બોલી શક્યો નહિ; કારણ કે તે ભૂખ્યો હતો અને સખ્ત ટાઢને લીધે બેભાન જેવો બની ગયો હતો. પછી પેલા માણસે તેનો હાથ કઢાવીને પોતાનો હાથ ત્યાં મૂક્યો અને મદદ માટે બૂમો પાડી. થોડીજ વારમાં લોકો આવી પહોંચ્યા અને પાણી આવવાની જગ્યા પૂરી નાખી. પછી પેલા છોકરાને લોકોએ ઘણું માન આપ્યું, કારણકે તેનાથી આજે આખું ગામ બચ્યું હતું.

આના ઉપરથી શીખામણ લેવાની કે ગમે **એટલા નાના હોઈએ તોપણ પરોપકાર કરી શકાય છે. પૈસાથી, મહેનતથી અથવા જીભથી પણ લોકોનું ભલું કરી શકાય છે. જેવી પોતાની શક્તિ હોય તેવો ઉપકાર જરૂર કરવો જોઈએ.**

## (૬૬) અશક્ત છોકરાને બદલે કામ કરનાર છોકરો

એક સમયે લંડનમાં એક ગૃહસ્થ પોતાનાં કાદવથી ખરાબ થયેલાં બુટ સાફ કરવા માટે કોઇ છોકરાને બોલાવતો હતો; એટલામાં એક નાનો છોકરો ધીમે ધીમે આવતો જણાયો. તે જેવો તેની પાસે આવી પહોંચ્યો, કે તુરતજ બીજો એક મોટો છોકરો દોડતો ત્યાં આવ્યો. પેલા ગૃહસ્થે કહ્યું કેઃ–"આ નાનો છોકરો મારા જોડા સાફ કરશે, તું ચાલ્યો જા." પેલા છોકરાએ કહ્યુંઃ–"સાહેબ, તે એક મહિનાથી માંદો છે તેથી તે હજી ઘણું કામ કરી શકતો નથી માટે તેને બદલે હું કામ કરૂં છું."

પેલા નાના છોકરાએ કહ્યુંઃ–હા એમજ છે, મારાથી મહેનતનું કામ થતું નથી, તેથી આ છોકરો વખતો વખત મદદ કરે છે." આ સાંભળીને પેલા ગૃહસ્થે કહ્યુંઃ–"**જો બધા આવી રીતે એક બીજાને મદદ કરે તો જગતમાંથી ઘણુંક દુઃખ ઓછું થાય.**" પછી પેલા ગૃહસ્થના બુટ મોટા છોકરાએ સાફ કર્યા, ત્યારે તે ગૃહસ્થે એક શિલિંગ એટલે બાર આના આપ્યા અને કહ્યુંઃ– "આમાંથી છ પેન્સ તું લેજે અને છ પેન્સ પેલા નાના છોકરાને આપજે." પેલા મોટા છોકરાએ કહ્યુંઃ–"તેમ થાય નહિ, **આ પૈસા તો જીમની મહેનતના છે. તે હું લઈ શકતો નથી.**" પછી તરત તેણે જીમની તરફ તે શિલિંગ ફેંકયો. આનું નામજ ખરી દયા છે.

---

## (૬૭) દુકાળમાં મદદ કરવાને ખાંડ છોડનાર બાળકો.

ઈ. સ. ૧૮૭૩ ની સાલમાં બંગાળા અને બિહારમાં

પડેલા મોટા દુકાળમાં મદદ કરવા માટે લંડનમાં ફંડ એકઠું થયું હતું, અને તે વેળાએ જે બંગાલીઓ વિલાયતમાં ભણવા માટે ગયા હતા તેઓમાંથી કેટલાકોને એક અંગ્રેજ ગૃહસ્થે ચ્હા પીવા બોલાવ્યા હતા. જ્યારે સ્ત્રી, પુરૂષો અને છોકરાઓ ચ્હા પીવા ટેબલ આગળ ગયા ત્યારે તેઓએ જોયું કે સર્વની ચ્હામાં ખાંડ નાખવામાં આવી છે, પણ છોકરાની ચ્હામાં તે નાખવામાં આવી નહોતી. બંગાળીઓએ આશ્ચર્ય પામી એનું કારણ પૂછતાં તે છોકરાંની માએ કહ્યું:—"બંગાળાના લોકો અનાજવિના મરી જાય છે એવું સાંભળીને છોકરાઓએ નિશ્ચય કર્યો છે કે, **જ્યાં સુધી દુકાળ વીતે નહિ ત્યાં સુધી અમે ખાંડ ખાઇશું નહિ.** એઓના ખાંડ બદલ જે પૈસા બચાતા હતા તે પૈસા એઓ દર અઠવાડિયે દુકાળમાં મદદ કરવાની પેટીમાં પોતાને હાથે નાખી આવે છે." આ સાંભળીને પેલા બંગાળી ગૃહસ્થો અને બીજા ગૃહસ્થો તથા સ્ત્રીઓની આંખોમાં આનન્દના આંસુ આવ્યા. જ્યારે બાળકો પોતાના સુખની વસ્તુઓનો ઉપયોગ નહિ કરતાં પારકાના દુઃખ દૂર કરવા માટે તે ખર્ચે ત્યારે તે જોવામાં કેવો આનન્દ જણાય છે? **બાળકો! તમે શું આવી રીતે પારકાનું ભલું કરવાનો પ્રયત્ન કરશો?**

---

## (૬૮) એક ડોસાને મદદ કરનાર બાળકો.

એક દિવસે એક ડોસો રસ્તામાં ઘણી મુશ્કેલીથી ચાલીને જતો હતો, તેવામાં પવન વધુ વાવાથી તેની ટોપી ઉડી ગઈ. તેની પાસે થઈને બે છોકરાઓ નિશાળે જતા

હતા, તેમને ડોસાએ બોલાવીને કહ્યું કે "પેલી મારી ટોપી પકડો, નહિ તો હું ટોપીવિનાનો થઈશ." પેલા છોકરાઓ તેના બોલવા ઉપર ધ્યાન ન આપતાં ટોપી ઉડવાની મઝા જોતા ઉભા અને હસવા લાગ્યા. એટલામાં ત્યાંથી લુસી સ્મિથ નામની છોકરી કે જે તેજ નિશાળે ભણવા જતી હતી તે નિકળી, તેણે તરતજ દોડીને તે ટોપી પકડી લીધી અને પોતાના રૂમાલવડે સાફ કરીને તે ડોસાને આપી. પછી પેલા બે છોકરાઓ અને છોકરી સર્વ નિશાળે ગયાં. મહેતાજીએ આ ટોપીવાળો બનાવ નિશાળની બારીમાંથી જોયો હતો, તેથી ભણાવી રહ્યા પછી સર્વ વિદ્યાર્થીઓ આગળ પેલી ટોપીની વાત તેણે કહી અને લુસી સ્મિથના કામની તારીફ કરી તથા પેલા બન્ને છોકરાઓના વર્ત્તન ઉપર ધિક્કાર દેખાડયો. તે પછી મહેતાજીએ પોતાની પાસેથી એક સુન્દર ચિત્રોની ચોપડી પેલી નાની છોકરીને નીચે લખેલું વાક્ય લખીને ભેટ આપી.

"લુસી સ્મિથને તેના સારા કામને માટે તેના મહેતાજી તરફથી આ ચોપડી ભેટ આપી છે."

જે છોકરાઓ ગરીબ ડોસાની ટોપી ઉડતી જોઇને હસતા હતા તેઓ ઉપલો બનાવ જોઈને શરમાયા અને દિલગીર થયા.

## (૬૯) અપરાધીને સુધારનાર ભાઈ બ્હેન.

એક છોકરો અને છોકરી રસ્તામાંથી જતાં હતાં તે વેળાએ છોકરાએ કહ્યું:—"બ્હેન! જો પેલા દારૂ પીધેલા માણસનો ચહેરો કેવો ભયંકર દેખાય છે! ચાલ આપણે

બીજી બાજુએથી જઈએ." છોકરીએ કહ્યું:–"ભાઇ! ભય રાખવાનું કારણ નથી. **આપણને માયાના બે શબ્દો કહેવામાં શું હરકત છે?"** પછી તે છોકરી ભાઇને સાથે લઈને પેલો માણુસ લમણે હાથ દઈને વિચારમાં બેઠો હતો તેની પાસે ગઈ અને ધ્રુજતી ધ્રુજતી કહેવા લાગી:–"હે ગરીબ માણુસ! હું તમારે માટે દિલગીર છું. હું શું તમને કંઇ મદદ આપી શકીશ?"

આ શબ્દો સાંભળીને પેલા માણુસે પોતાનું માથું ઉંચું કર્યું અને તે છોકરીનો ચહેરો તથા માયાળુ સ્વભાવનાં ચિહ્ન જોઈને આશ્ચર્ય પામ્યો અને તેની આંખમાંથી ચોધારાં આંસુ પડવા લાગ્યાં. પછી તે બોલ્યો:–બ્હેન! તારા માયાળુ શબ્દોએજ મદદ કરેલી સમજું છું. આ જગતમાં મારૂં કોઈ પણ મિત્ર નથી. તેં જે માયાના શબ્દો કહ્યા છે તેજ મારે માટે ઘણા છે." છોકરીએ કહ્યું:–"**જો તમે પરમેશ્વ-ર્નાં પ્રાર્થના કરશો તો તે તમારો મિત્ર થશે."** એમ કહીને તે પેલા ગરીબ માણુસની પડોશમાં જઇને બેઠી અને તેને પૂછ્યું:–"શું તમે તેની રોજ પ્રાર્થના કરો છો?" છોકરીના આ શબ્દ સાંભળીને પેલા માણુસે અફસોસ ભરેલા અવાજથી કહ્યું:–"ના, ઉલટા મેં પરમેશ્વરના ઘણા અપરાધ કર્યા છે; હું પાપી છું." છોકરીએ કહ્યું:–"હે ભલા માણુસ! તોપણ પરમેશ્વર તમારો મિત્ર થશે. તે બધાનો મિત્ર છે. તમે ગમે તેવા હશો તોપણ તે તમારો મિત્ર થશે. હું તેની સખી છું, તમને માયાના શબ્દ કહીશ અને તમારે પણ બીજાઓને માયાના શબ્દો કહેવા."

આ સાંભળીને પેલાએ કહ્યું:-"વહાલી બ્હેન! ત્હારા માયાળુ શબ્દેજ મારો ઉદ્ધાર કર્યો છે." આટલું કહીને તે ચાલતો થયો.

કેટલાંક વર્ષો પછી એક દિવસે રવિવારની નિશાળમાં એક વૃદ્ધ મનુષ્યે માયાળુ થવા ઉપર ભાષણ કર્યું તે વેળાએ તેણે કહ્યું કે:-"માયાના શબ્દોથીજ મારો ઉદ્ધાર થયો છે. એક વેળાએ એક છોકરીએ મને માયાના શબ્દ કહ્યા હતા. તેથીજ હું ખરાબ માર્ગમાંથી છુટયો છું. તમને પણ વિનતિ કરૂં છું કે સર્વ સાથે ભલાઇ કરજો."

નિશાળના વિદ્યાર્થીઓ ઉઠયા તે વેળાએ એક સ્ત્રીએ ઉઠીને તે વૃદ્ધનો હાથ પકડયો અને આનંદનાં આંસુ સહિત પૂછયું:-"સાહેબ! તમે મને ઓળખો છો ?" તે વૃદ્ધે તેની તરફ તાકીને જોયા પછી તેનો હાથ પકડીને આસ્તેથી કહ્યું:- "હા, વહાલી બ્હેન! તમારા માયાળુ શબ્દોથીજ મારો ઉદ્ધાર થયો છે!"

## ( ૭૦ ) ગરીબ લંગડા છોકરાનો પરોપકાર.

મી. હેરવી નામનો એક અંગ્રેજ એક ગામડાની નજીકથી પોતાની ઘોડાગાડી ધીમે ધીમે હાંકતો રહીને આસપાસ વહેળાની શોધ કરતો હતો; કારણ કે તેનો ઘોડો ઘણોજ થાકેલો અને તરસ્યો હતો. એટલામાં એક નાનું ઝુંપડું આવ્યું; તે ઝુંપડાના આંગણામાં એક ૧૦-૧૨ વર્ષનો છોકરો બેઠો હતો. દૂરથી ઘોડાને થાકેલો અને તરસ્યો જોઇને તરતજ તે ઝુંપડામાં જઇને એક પાણીથી ભરેલી ડોલ

લાવ્યો અને ગાડી ત્યાં આવવાની પહેલાંજ સડક આગળ જઈને ઉભો રહ્યો. પેલા અંગ્રેજે તેને જોઇને ઘોડા ઉભા રાખીને પૂછયું:-"છોકરા તું શું માગે છે?" છોકરાએ કહ્યું:- "હું કંઈ માગતો નથી, પણ તમારો ઘોડો તરસ્યો છે તેને પાણી પાવા આવ્યો છું." એમ કહીને તેણે પોતાના હાથમાંની ડોલ ઘોડાની સામે મૂકી. ઘોડાએ પાણી પીધું. "આ છોકરાએ પૈસા લેવાની ખાતર આમ કર્યું હશે" એમ ધારીને મી. હેરવીએ પોતાના ગજવામાંથી રૂપાનાણું કાઢીને તે છોકરાને આપવા માંડયું, પણ છોકરાએ કહ્યું કે, "મારે પૈસા જોઈતા નથી; હું કંઈ પૈસાની ખાતર પાણી લાવ્યો નથી. હું ગરીબ લંગડો છોકરો છું. મારી મા ખેતરનું કામ કરે છે તેમાંથી અમે બન્ને જણાં ખાઇએ છીએ. મારી માએ મને કહ્યું છે કે ઈશ્વરે તને આવી સ્થિતિમાં મૂકયો છે તેમાં પણ તેનો કંઇ સારો ઈરાદો હશે, કારણ કે ઈશ્વર જે કરે છે તે સારા માટેજ કરે છે. તું વધારે ચાલી શકતો નથી તો અહિં રહીને તરસ્યા માણસો તથા જનાવરોને પાણી પાઇશ, તેથી પણ ઇશ્વરનું કામ કરેલું અને ઈશ્વરની ઈચ્છા પૂરી કરેલી ગણાશે. અહિંથી આઠ માઈલ સુધીમાં પાણીનો ઝરો અથવા ગામ આવતું નથી, માટે આ આપણા કૂવામાંથી પાણી કહાડીને તેનો ઉપયોગ કરીશ તો ઠીક છે. મારી માનું આ કહેવું મને ઘણુંજ ઠીક લાગવાથી હું તે પ્રમાણે કરૂં છું **અને તેને ઇશ્વરનું કામ તથા મારી ફરજ સમજું છું. હું પૈસા લેતો નથી."**

મી. હેરવીએ તેના ચેહેરા ઉપર તાકીને જોયું તો

તેમાં પરોપકારનું અને ધાર્મિકપણાનું તેજ દેખાયું. છોકરાનો સદાચાર જોઇને તે ઘણોજ ખુશી થયો, અને ઇશ્વરનો મહિમા મનમાં ગાવા લાગ્યો. ત્યારપછી તે છોકરાને ઉત્તેજનના કેટલાક શબ્દો કહીને તથા ઉપકારનું શ્રેષ્ઠપણું સમજાવીને તે ત્યાંથી ચાલ્યો ગયો. જુઓ એક અશક્ત છોકરો પણ ધારે તો પરોપકાર કરી શકે છે.

## (૭૧) ગાડાવાળાને મદદ કરનાર છોકરો.

યૂરોપના એક પહાડની તળેટીમાં એક માલ ભરેલું ગાડું ઉભું હતું. તે વેળાએ એક છોકરો ત્યાંથી બીજે ગામ નિશાળે ભણવા જતો હતો. તેને ગાડાવાળાએ કહ્યું કે, "તું આ ગાડાને પછવાડેથી ધકેલે તો હું ઉપર પહોંચી શકું." આ સાંભળીને પેલા છોકરાએ કહ્યું:-"ભાઇ! નિશાળનો વખત થઈ ગયો છે તેથી હું તને મદદ કરી શકતો નથી." આવું કહીને તે છોકરો ચાલ્યો ગયો અને નિશાળના ઓટલા ઉપર રમવા લાગ્યો.

બિચારો ગાડાવાળો ક્યારનો બેઠો બેઠો થાકી ગયો હતો અને ભૂખ પણ લાગી હતી, પરન્તુ કોઈ માણસ આવતું જતું નહોતું. ફક્ત પેલો છોકરો નીકળ્યો હતો તેને મદદ કરવા માટે કહ્યું પણ તે ચાલ્યો ગયો હતો, તેથી હવે શું કરૂં? એમ કહીને તે રોવા બેઠો. એટલામાં જોન વિલસન નામનો એક ઘણી નાની ઉમ્મરનો છોકરો ત્યાંથી નીકળ્યો. ગાડાવાળાને રોતો સાંભળીને તેને દયા આવવાથી તેની પાસે જઇને તેણે કહ્યું:-"ગાડાવાળા રોઇશ ના. હું

તને ઉપર ચડાવવાને મદદ કરૂં છું. ચાલ ઉભો થા.”
આવું સાંભળ્યાથી પેલા ગાડાવાળાએ ઉઠીને આગળ ધુંસરી
પકડી અને પછવાડેથી વિલસન ધકેલવા લાગ્યો. એ રીતે
ગાડું ઉપર પહોંચાડીને પોતાની સ્લેટ અને પુસ્તકો હાથમાં
લઈને તે નિશાળ તરફ જવા લાગ્યો. તેટલામાં તેણે ગાડા-
માંના એક કોથળામાંથી અનાજ નીચે પડતું જોયું, તેથી
તેણે ગાડાવાળાને કહ્યું:–“ભાઈ! ગાડું ઉભું રાખ. તારા
કોથળામાંથી અનાજ જમીન ઉપર પડે છે તેને બંધ કર્યા
પછી ચલાવજે.” ત્યારે ગાડાવાળાએ ગાડું ઉભું રાખ્યું, અને
છિદ્ર જોતાંજ બોલી ઉઠયો:–“હું તારો ઘણોજ આભારી
થયો. પરમેશ્વર તેનો બદલો તને આપશે.” જોન વિલસને
છેલ્લા શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા ને ત્યાંથી જલદીથી તે
નિશાળભણી ગયો.

જ્યારે જોન નિશાળમાં પહોંચ્યો ત્યારે ઘંટ વાગ્યાને
દશ મીનીટ થઇ ગઇ હતી. કોઈ પણ વેળાએ તે મોડો
આવતો નહતો. તેથી મહેતાજીએ પૂછયું કે આજે કેમ મોડો
આવ્યો? હું તને આજે માફ કરૂં છું. બપોરની છૂટી થતાં
સર્વ છોકરા રમવા લાગ્યા. રમતાં રમતાં ગાડાવાળાને જે
પેહેલા છોકરાએ ના પાડી હતી તેણે જોન વિલસનને કહ્યું:–
“તું શાથી મોડો આવ્યો તે હું જાણું છું. રસ્તામાં બેઠેલા
ગાડાવાળાને ગાડું ઉપર ચડાવરાવતાં વાર લાગી હશે અને
તેને માટે પૈસા મળ્યા હશે, તેથી તેં મેહેતાજીને આ
વાત કહી નથી.”

વિલસને કહ્યું:–“મેં કંઈ પૈસાને માટે તેને મદદ કરી

નથી." આ સાંભળીને પેલા છોકરાએ કહ્યું:-"હું પૈસા સિવાય કંઇ પણ કામ કરતો નથી. મને તેણે કહ્યું હતું કે ઉપર ચડાવવાને મદદ કર; પણ તેણે કંઈ આપવાનું કહ્યું નહોતું તેથી મેં તેને ના પાડી હતી. મારો ધારો છે કે પૈસા લીધા વિના કંઇ પણ કામ કરવું નહિ. તું મૂર્ખો છે કે તેં પૈસા ન લીધા!"

જોન વિલસને તેના જવાબમાં કહ્યું કેઃ-મારો નિયમ તારાથી વિરૂદ્ધ છે. **જેમાં હું દયા જાણું છું અને ઉપયોગીપણું ધારૂં છું તે કામ વગર પૈસે કરૂં છું.** બિચારો ગરીબ ગાડાવાળો પોતાનું ગાડું તાણી શકતો નહોતો, તે તાણવામાં મદદ કરવી એને હું સારૂં કામ સમજું છું. **આપણે દરેક માણસને મદદ કરવી જોઇએ. આપણને માબાપે મદદ કરી છે તેથીજ આપણે જીવ્યા છીએ, માટે આપણે પણ બીજાને મદદ કરવી જોઈએ.**

ઉપરના ઉદાહરણથી જણાશે કે **પરોપકારનો બદલો પૈસાથી લેવો એતો વેપાર કર્યા જેવું છે, માટે નિઃસ્વાર્થ ભાવથી પરોપકાર કરવો જોઇએ.**

## (૭૨) ચોપડી ભેટ આપનારી પરોપકારી છોકરી.

યૂરોપખંડના એક ગામમાં એક છોકરી રહેતી હતી. તેની મા તેને પરોપકારી મનુષ્યોનાં જીવનચરિત્ર કહીને બોધ આપતી હતી કે, તારે પણ પરોપકારી થવું જોઇએ. એથી છોકરીના મનમાં પરોપકાર-બુદ્ધિ આવી હતી. વખતો-

વખત તે ગરીબોને પૈસા આપતી અને બીજાં પણ સારાં કામ કરતી હતી. એક વખતે તેની વર્ષગાંઠ આવતાં તેનાં માબાપે કેટલાક રૂપિઆ ખર્ચવા માટે તેને ભેટ આપ્યા. તેમાંથી "ધર્મપ્રચારક પુસ્તકાલય" માંથી નાનાં નાનાં પચીસ પુસ્તકો તેણે વેચાતાં લીધાં, અને લોકોને તે મફત આપવા લાગી. આપતાં આપતાં તેમાંથી પાંચ પુસ્તકો બાકી રહ્યાં ત્યારે તેમાંથી પોતાની બ્હેનપણીને એક અને બાકીનાં રસ્તે ચાલનારાઓને આપવાનો તેણે વિચાર કર્યો. બીજે દિવસે તે પોતાની બ્હેનપણીને મળવા ગઈ. રસ્તામાં એક ગરીબ છોકરો માથે ભાર લઇને જતો હતો તેને જોઇને તેણે કહ્યું:—"ભાઈ, આ ચોપડી વાંચ." છોકરાએ કહ્યું:— "હું વાંચી જાણતો નથી." ત્યારે પેલી છોકરીએ કહ્યું:— "તારા બાપને આપજે, એટલે તે વાંચશે અને તને સમજાવશે." ત્યારે તે છોકરાએ તે ચોપડી લઈ ઘણી સાવચેતીથી પોતાના ગજવામાં મૂકી અને તેનો ઉપકાર માનીને ચાલતો થયો. તે પછી થોડે દૂર જતાં તે છોકરીએ એક ગરીબ માણસને ભીખ માગતો બેઠેલો જોયો. પેલી છોકરીએ વિચાર કર્યો કે, એનાં કપડાં ફાટેલાં છે. હું બીજાઓને તો આત્માનો ખોરાક (પુસ્તક) આપતી આવી છું, પણ આને તો શરીરનો ખોરાક આપવો જોઇએ. માણસ જાતને બે પ્રકારના ખોરાકની જરૂર છે. '**જેની પાસે આત્માનો ખોરાક નથી તેને આત્માનો અને જેની પાસે શરીરનો ખોરાક નથી તેને શરીરનો ખોરાક પુરો પાડવો, એ માણસ જાતની ફરજ છે.**' એવું ધારીને તેણે પોતાની પાકીટમાંથી કેટલાક પૈસા કાઢીને પેલા

ગરીબ માણસને આપ્યા. તે ગરીબે તેનો ઉપકાર માન્યો અને આશીર્વાદ આપ્યો. આથી તે છોકરી ઘણીજ ખુશી થઈ. ત્યાર પછી તેણે પોતાની બ્હેનપણીને ત્યાં જઈને ચોપડી ભેટ આપી. એટલામાં પાસેના ઘરમાંથી બોલાવવા માણસ આવ્યું; એટલે બંને ત્યાં ગયાં. ત્યાં ઘરધણીઆણી સાથે કેટલીક વાતચીત થયા પછી પેલી છોકરીએ પૂછ્યું કે, "તમે ચોપડીઓ વાંચો છો?" તેણે કહ્યું કે, "હા, મને વાર્તાની ચોપડી ઘણી ગમે છે; પણ હાલ મારી આંખ ખરાબ થવાથી હું વાંચતી નથી. કોઈ વાંચી સંભળાવે તો સાંભળું છું" ત્યારે પેલી છોકરી ચોપડી કાઢીને વાંચવા બેઠી. ત્રણેક પાનાં બાકી રહ્યાં એટલામાં ચ્હા પીવાનો ઘંટ વાગ્યો. પેલી સ્ત્રીએ કહ્યું કે-"હવે ચ્હા પીશું. એ ચોપડી ઘણી સારી છે. હિંદુસ્તાનની વાતોનાં પુસ્તકો વાંચવાં મને ઘણાં ગમે છે, કેમકે મારો ભાઈ હિંદુસ્તાનમાં ગયો છે." ત્યાર પછી તે ચ્હા પીવા ગયાં. ચ્હા પીતી વખતે ઘણી વાતો થઇ. પછી અંધારૂ થવાનો વખત થવાથી રજા લઇને છોકરીએ પોતાને ઘેર જવાનું કહ્યું; અને પેલી ચોપડી તેને આપી. પેલી સ્ત્રીએ કહ્યું કે:-"આ ચોપડી થોડી બાકી છે તે સાંભળી લીધા પછી હું તે મારા ભાઇને મોકલીશ." પછી પેલી છોકરી પોતાને ઘેર જવા નીકળી. રસ્તામાં વિચાર કરવા લાગી કે "મારી નાની ચોપડી કેટલે દૂર જશે? તે બીજા મુલકમાં જશે અને ત્યાં વંચાશે." આથી છોકરીને ઘણો આનંદ થયો. ઘેર આવ્યા પછી તેની માએ તેને કહ્યું કે આપણે કાલે મીસીસ ટોમસને ત્યાં જઈશું. તેનો વર

ઘણોજ સારો છે અને તે આપણા ઉપર ઘણીજ માયા રાખે છે. બીજે દિવસે બપોરે મા અને દીકરી ટોમસને ત્યાં ગયાં. ત્યાં નાના ટેબલ ઉપર છોકરીએ જે પુસ્તકો લોકોને વહેંચ્યાં હતાં, તેમાંનું એક પુસ્તક પડેલું જોઇને છોકરીની માએ પૂછ્યું:–"આ પુસ્તક ઘણું જ સારૂં છે?" મીસીસ ટોમસે કહ્યું કે, "હા, આ પુસ્તક મારા છોકરાને એક ભલી છોકરીએ રસ્તામાં આપ્યું હતું. તે મારા પતિએ ઘણીવાર વાંચ્યું અને ત્યારથી તેમને ઘણો આરામ થયો છે."

આ વાક્ય સાંભળીને પેલી છોકરીને ઘણીજ ખુશાલી ઉપજી. પોતે આપેલી વસ્તુનું ફળ આવું રૂડું થાય તે જાણીને આનંદ થાય એ સ્વાભાવિકજ છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે "ગમે એવા નાના **કામનું ફળ પણ થાયછેજ. કદાપિ શુભ કામ કરનાર તે વાત ન જાણતો હોય; છતાં પણ જગતમાં તો જરૂર તેની અસર થાય છેજ."**

---

## (૭૩)મફત ઇંટો પહોંચાડી દેવળ તૈયાર કરનાર છોકરો.

યૂરોપના એક ગામના દેવળમાં એક પાદરીએ ઉપદેશ આપી રહ્યા પછી લોકોને વિનંતિ કરી કે "આ દેવળ હવે લોકોને ઘણુંજ નાનું પડે છે, માટે તેને મોટું કરવું જોઇએ, કારણ કે હવે ઘણા લોકો આપણા દેવળમાં આવે છે. મોટું કરવું એ તમારા હાથમાં છે. જો તમે દરેક થોડી થોડી ઇંટો તથા ચૂનો આપશો તેમજ મજુરી કરશો

તો તે જલદી બની શકશે અને લોકોને ઘણોજ લાભ થશે." ત્યાં સાંભળવા આવેલા એક છોકરાને આ વાત ઘણીજ પસંદ પડી, છતાં તે પૈસાદારનો છોકરો નહોતો કે રૂપિયાની મદદ કરી શકે. પરન્તુ પાદરીએ કહ્યું હતું કે "જો દરેક માણસ થોડીક ઈંટો ચૂનો વગેરે આપે તો તે સહેલથી તૈયાર થશે" એ વાત ઉપર વિચાર કરીને તેણે ધાર્યું કે "હું પણ આમાં મદદ કરી શકું એમ છું. મારે ત્યાં એક રમવાની ગાડી છે તે ગાડી ઈંટો બનાવનારને ત્યાં લઈ જઇને કહીશ કે મને ઈંટો આપો, એટલે જે ઈંટો મળશે તે લાવીને પાદરી સાહેબને આપીશ." એવો મનમાં નિશ્ચય કરીને બીજે દિવસે તે ગાડી લઇને થોડે છેટે કુંભાર ઈંટો બનાવતો હતો તેને ત્યાં ગયો અને તેને કહ્યું:–"સાહેબ! કાલે પાદરી સાહેબે કહ્યું હતું કે આપણા ગામનું દેવળ ઘણુંજ નાનું છે તેને મોટું કરવું જોઇએ અને જો દરેક માણસ થોડી થોડી ઈંટો અને ચૂનો પૂરો પાડશે તો તે સહેજ થઇ શકે એમ છે, તેથી મને થોડીક ઈંટો આપો તો હું મારૂં કામ પૂરૂં કરેલું સમજીશ." તે છોકરાનાં આવાં વચન સાંભળીને કુંભાર ઘણોજ ખુશી થયો અને તેની પરોપકાર બુદ્ધિ જોઇને આશ્ચર્ય પામ્યો. પછી તેણે સારી સારી ઈંટો વીણીને તે છોકરાની ગાડી ભરી આપી. છોકરાએ તેને માટે તેનો આભાર માન્યો. પછી તે ગાડી ખેંચતો ખેંચતો પાદરીને ઘેર ગયો અને તેને કહ્યું:–"સાહેબ! આ મારો ભાગ લ્યો. કાલે તમે કહ્યું હતું તેથી હું આ ભાગ લાવ્યો છું." તે છોકરાના આવા બોલ સાંભળીને અને ઈંટો

ગાડીમાં ભરી આણેલી જોઇને પાદરી ઘણોજ ખુશી થયો. બીજે દહાડે તે પાદરીએ આ વાત ગામમાં સર્વને કરી અને કહ્યું કેઃ-“ જુઓ, એ છોકરો ઇંટો લાવ્યો તો હવે તમે તે કામ પૂરૂં કરો.” આ વાત સાંભળી બધાએ મદદ કરી અને જલદીથી મોટું દેવળ થયું. જુઓ, એક ન્હાના છોકરાના દ્રષ્ટાંતથી કેવું મોટું દેવળ બન્યું! તમે પણ તેમ કરો.

## (૭૪) ગરીબ છોકરીએ એક રૂપિયો આપવાથી લાખો રૂપિયા મળી આવ્યા.

યુરોપમાં ઘણે ઠેકાણે ગરીબ છોકરાઓને ભણવાની તથા રહેવા ખાવાની જગ્યાઓ છે, તેમાં માબાપ વિનાનાં છોકરાં રહે છે અને ભણે છે. એવી નિશાળ કાઢનાર પહેલો એક મોચી હતો. તે જોડા દુરસ્ત કરતો અને ગરીબનાં છોકરાંને મફત ભણાવતો. તે શેકેલા બટાટા લઇને રસ્તામાં જતો અને ગરીબ છોકરાને તે બટાટા આપી લલચાવીને પોતાને ત્યાં લાવીને ભણાવતો, તેમજ તેમને ખાવાનું પણ આપતો. હમણાં તો તેવી જગ્યાઓ ઠામે ઠામ છે. ગરીબ છોકરીઓને ભણાવવા માટે એક બાઇએ એક શહેરમાં નિશાળ કાઢી હતી. ત્યાં ભટકતી તથા ગરીબ છોકરીઓને એકઠી કરીને તે બાઇ તેઓને લખતાં-વાંચતાં તથા ગુંથતાં-ભરતાં શીખવતી હતી. એ છોકરીઓ સવારથી સાંજ સુધી એ બાઇની નિશાળમાં બેસતી અને પછી રસ્તામાં ભટકતી ફરતી હતી. ઘણી છોકરીઓને રહેવાનું ઘર નહોતું. તેમાંની

એક છોકરી સારૂં લખતી-વાંચતી અને ઉપદેશ પણ સાંભળતી હતી. તે છોકરીને વિચાર આવ્યો કે, "ગરીબ છોકરીઓ રસ્તામાં ફરે છે અને તેથી ખરાબ થઈ જાય છે." આવો વિચાર આવવાની પહેલાં તેણે એક રૂપિયો કામ કરીને બચાવ્યો હતો. તે રૂપિયો ગરીબ છોકરીઓને રહેવા સારૂ ઘર બાંધવાને આપવાનો વિચાર કરીને એક દિવસે તેણે રૂપિયો કાગળમાં વિંટાળીને તેના ઉપર લખ્યું કે 'આ રૂપિયો ગરીબ છોકરીઓને રહેવાનું ઘર બાંધવા માટે આપું છું.' આમ લખીને તે પડીકું તેણે પેલી ભણાવનાર બાઈના હાથમાં મૂક્યું. એ પડીકું જોઇને તથા તેનાપર લખેલું વાંચીને તે બાઈ આશ્ચર્ય પામી. પછી તેણે આ વાત લોકોમાં જાહેર કરી અને કહેવા લાગી કે, "આ છોકરીએ આવા પરોપકારી કામની પહેલ કરી છે તો હવે બીજા ગૃહસ્થોએ મદદ આપીને ગરીબ છોકરીઓને માટે રહેવાનું એક મોટું ઘર બાંધવું જોઇએ." તે બાઈના એવા ઉપદેશથી થોડા દિવસમાં પૂરતા પૈસા ભેગા થયા; અને તે વડે એક મોટું ઘર ગરીબોને રહેવા, ખાવા અને ભણવા માટે બંધાયું. જુઓ, પેલી છોકરીએ ફક્ત એકજ રૂપિયો આપ્યો હતો તે છતાં કેટલું મોટું કામ થયું! તે કામ સારૂં હતું તો એકજ રૂપિયાએ લાખો રૂપિયા મેળવ્યા. તમે પણ એ પ્રમાણે કરશો તો કોણ જાણે કેવાંએ મોટાં મોટાં કામ કરી શકશો.

## (૯૫) શેઠના નિરાધાર કુટુંબનું પાલન કરનાર ચાકરડી

પારિસ શહેરમાં મિજીએ નામનો એક માણસ સાધા-

રણ વ્યાપાર કરીને પોતાનો ગુજારો કરતો હતો. એક સમયે વેપારમાં ઘણું નુકસાન થયાથી તેનો વ્યાપાર બંધ પડયો અને તે ઘણા દુઃખમાં આવી પડયો. લાબ્લન્દ નામની તેની એક નાની ઉમ્મરની ચાકરડી હતી. પોતાની પાસે પૈસા ન હોવાથી વ્યાપારીએ તેને રજા આપી, છતાં તે ગઈ નહિ અને પગાર લીધાવિનાજ તે નોકરી કરવા લાગી.

થોડાક મહિના એમ ચાલ્યું, એટલામાં મિજીએ માંદો પડીને મરી ગયો. તેની સ્ત્રી અને બે છોકરાંના ભરણપોષણનો હવે કાંઈ પણ આધાર નહોતો. તેઓની હાલત જોઇને પેલી નાની ઉમ્મરની ચાકરડીને દયા આવી. તેણે નોકરી કરીને પંદરસો ફ્રાંક એટલે ૭૫૦ રૂપીઆ એકઠા કર્યા હતા તે સર્વે તેણે તેઓના ભરણ–પોષણને માટે ખર્ચ્યા. એ સિવાય તેના બાપદાદાની જમીનમાંથી તેને દરવર્ષે બસો ફ્રાંક એટલે ૧૦૦ રૂપિયા મળતા હતા તે પણ તેણે એ અનાથ કુટુંબનું પાલન કરવામાં ખર્ચ્યા. આ દયાવાન ચાકરડીને પોતાની નોકરીમાં રાખવાને ઘણા લોકો ચાહતા હતા, પણ તે એટલોજ જવાબ આપતી કે, **"જો હું એઓને છોડીને બીજી જગ્યાએ જાઉં તો તેમનું ભરણ–પોષણ અને રક્ષણ કોણ કરે ?"**

થોડા મહિના પછી મિજીએની સ્ત્રી ઘણી માંદી પડી. આગળથીજ લાબ્લન્દે આ નિરૂપાય કુટુંબના ભરણ–પોષણમાં પોતાની પાસે જે કંઈ હતું તે સઘળું ખર્ચી નાંખ્યું હતું. હવે તેણે આ વખતે પોતાની પાસે જે કંઈ ઘરેણાં લુગડાં વગેરે હતાં તે પણ વેચી નાંખ્યા. લાબ્લન્દ દિવસે

મિજીએની સ્ત્રીની સેવા ચાકરી કરતી, અને તેનો ખર્ચ પૂરો પાડવા રાત્રે ઈસ્પીતાલમાં જઇને રોગીની સેવા કરતી. છેવટે તે સ્ત્રી પણ મરણ પામી.

કેટલાકોએ લાબ્લન્દને સલાહ આપી કે 'હવે તું આ બન્ને છોકરાંને અનાથાશ્રમમાં મોકલ.' આ સાંભળીને તે ઘણી ગુસ્સે થઇ અને તિરસ્કાર દેખાડીને બોલી કે, " હું **કદી પણ તેઓને મારી પાસેથી વેગળાં કરીશ નહિ.** હું તેઓને મારે ગામ તેડી જઈશ, ત્યાં તેઓનું સારી રીતે ભરણ-પોષણ થશે." આવું કહીને તે છોકરાને લઇને પોતાને ગામ ગઇ અને તેમની સેવા કરવા લાગી.

## (૭૬) દુઃખી મુસાફરની સેવા કરનાર છોકરો.

ઈંગ્લાંડના એક ગામડાના રસ્તા ઉપર એક લંગડો ખારવો ગરમીની મોસમમાં એક દિવસે બેઠો હતો. ગરમી સખ્ત પડતી હતી, અને પોતાની લાકડી રસ્તામાં ચાલતાં ચાલતાં ભાંગી ગઈ હતી, તેથી તે બિચારાથી ચલાતું નહોતું. રસ્તામાં કોઈ ગાડી મળી જાય તો પોતાને ગામમાં પહોંચાડે એવી આશાથી ગાડીની વાટ જોતો તે બેઠો હતો. તેવામાં ત્યાં એક ગાડી આવી. તેમાં પોતાને બેસાડવા માટે તેણે અરજ કરી, પણ ગાડીવાળાએ ભાડું માગ્યું. તે બિચારા પાસે પૈસા નહોતા તેથી ગાડીવાન તેને લઈ ગયો નહિ. તે ઘણીવાર સુધી ગાડીની વાટ જોતો બેઠો; પણ બીજી કોઈ ગાડી આવી નહિ. ગરમી બહુજ પડતી હતી તેથી તે. આખરે એક ઝાડની નીચે જઈને સૂતો અને ઉંઘી ગયો. થોડીવારે તે જાગીને જુએ છે તો વરસાદ વરસે

છે અને પોતાના ઉપર કપડાં નાંખેલાં છે તથા એક છો-
કરો ભાંગેલી લાકડીને દોરી બાંધીને દુરસ્ત કરતો બેઠો છે.
આ જોઈને પેલા લંગડાને અજાયબી ઉપજવાથી તેણે એ
છોકરાને પૂછયું:-"હે ભલા છોકરા! તું શા માટે ઉઘાડો
બેઠો છે અને મારા ઉપર તારાં કપડાં શા માટે નાખ્યાં છે?"
છોકરાએ જવાબ દીધો કે, હું અહીંથી જતો હતો તેટલામાં
તમને વરસાદથી ભીંજાતા જોયા. તમે ભરઉંઘમાં સૂતેલા
હતા અને વરસાદથી પલળો તો જાગી ઉઠો અને તમારી
ઉંઘ જતી રહે એ મને ઠીક લાગ્યું નહિ તેથી અને તમે
બુઢ્ઢા છો તેથી ટાઢ લાગે તો માંદા પડો તેથી મેં
મારો ડગલો ઉતારીને તમારી ઉપર નાંખ્યો છે.
હું છોકરો છું તેથી હું ઉઘાડો રહી શકું તેમ છું. તમારી
લાકડી ભાગેલી પડેલાં જોઇને મારી પાસે દોરી હતી તેથી
હું તેને દુરસ્ત કરવા બેઠો છું. તે બંધાઇને તૈયાર થશે.
એટલે તમે અહીંથી થોડે છેટે ગામ છે ત્યાં મારી જોડે
આવશો તો મારા કાકાની પાસે નવી લાકડી છે તે તમને
અપાવીશ. તે છોકરાનાં આવાં વચન સાંભળીને પેલા ખાર-
વાને ઘણી અજાયબી ઉપજી અને તેની આંખમાંથી એકા-
એક આંસુ પડવા લાગ્યા. તે જોઇને છોકરાએ તેને પૂછયું:-
"શા વાસ્તે તમે રૂવો છો?" આ સાંભળીને લંગડાએ કહ્યું:
મારો એક છોકરો હતો તે તારા જેવોજ ભલો હતો. તેનું
કામ પણ તારા જેવું હતું અને તારા જેવીજ તેની મધુર
વાણી હતી. હું પાંચ વર્ષ થયાં સમુદ્રની મુસાફરી કરવા
નીકળ્યો હતો. તે છોકરો કયાં હશે તે સંભારીને રડું છું."

આ સાંભળીને પેલા છોકરાએ પૂછયું:–"છોકરાનું નામ શું?" લંગડાએ કહ્યું:–"ટૉમ વાઈટ અને મારૂં પોતાનું નામ જોન વાઈટ છે." નામ સાંભળીને એકદમ તે છોકરો પેલા લંગડાને ભેટયો અને કહેવા લાગ્યો:-તમે મારા પિતા છો, અને હુંજ તમારો ટૉમ છું. પછી તે છોકરો તેને ગામમાં લઇ ગયો અને પોતાના કાકાને પિતાના આવવાના સમાચાર કહ્યા. બન્ને ભાઈઓ મળ્યા અને ખુશીથી રહેવા લાગ્યા. પછી તરત નવી લાકડી તૈયાર કરાવી અને તે લઇને બારવો જ્યાં ત્યાં ગામમાં ફરવા લાગ્યો. તેણે પેલી જુની લાકડી જે પોતાના છોકરાએ દુરસ્ત કરી હતી તે જીવતાં સુધી સાચવી રાખી હતી, કારણ કે તેજ લાકડીને લીધે છોકરાનો અને ભાઈનો ફરી મેળાપ થયો હતો. **જુઓ, સારા કામનું કેવું શુભ ફળ મળે છે?**

## (૭૭) માણસોને ડુબતાં બચાવનાર છોકરો.

એક વખત દરિયામાં ઘણું તોફાન થવાથી તેના કાંઠા ઉપર આવેલું એક વહાણ ડુબી જવાની તૈયારીમાં હતું. તેમાંનાં માણસોનો બચાવ કરવા માટે કિનારા ઉપરથી એક હોડી જનાર હતી, પરંતુ તે ચલાવવાને માટે એક વધુ માણસની જરૂર હતી. કિનારા ઉપર એક છોકરો ઉભો હતો તેને આ વાત જાણીને દયા ઉપજી; કારણ કે એક વધુ માણસ ન હોય તો હોડી વહાણ પાસે જલદીથી પહોંચે નહિ અને તેથી કદાચ વહાણ ડુબી જાય તો તેમાંના માણસો મરણ પામે. તે દયાળુ સ્વભાવનો છોકરો એ

હોડીમાં જવાને આતુર થયો. તે માને પૂછયા સિવાય કયાંઈ પણ જતો નહોતો, પરન્તુ આ વખતે તેની મા ત્યાંજ ઉભી હતી તેથી તે છોકરાએ દયા ભરેલા અવાજથી તેને કહ્યુ:- **“મા! હું આ હોડીને મદદ આપું ? જો પેલા વહાણનાં માણસો હોડી જલદી જઇ શકે તોજ બચી શકે તેમ છે.”** છોકરાની આ વાત સાંભળીને માને ઘણું લાગી આવ્યું. તે છોકરાનો બાપ છ મહિના ઉપર માછલી પકડવા માટે હોડીમાં બેસીને દરીયામાં ગયો હતો, ત્યાંથી તે ઘેર નહિ આવવાથી મરી ગયો હશે એમ સર્વેએ માન્યું હતું. આ છોકરા સિવાય આ બાઇને બીજું કાંઈ સંતાન કે સગું ન હોવાથી છોકરાની જવાની વાત સાંભળીને તેણે વિચાર કર્યો કે “જો મારો છોકરો દરિયામાં ડુબી મરશે તો મારૂં ભરણ-પોષણ કરનાર કોઈ નહિ રહે, માટે તેને ના કહું તો સારૂં.” તે બાઈ આમ વિચાર કરે છે એટલામાં તેની નજર વહાણ ઉપર ગઈ અને જુએ છે તો માણસો આતુરતાથી હોડીની વાટ જુએ છે, અને વહાણમાં પાણી ભરાયાં છે. તેથી તેણે વિચાર કર્યો કે “આ બધાં માણસોનાં ઘર ઘણે દૂર હશે, અને તેમનાં કેટલાં સગાં-વહાલાં તથા બાયડીઓ, છોકરાં, માબાપ અને બ્હેનોને નુકસાન પહોંચશે? **જો મારો છોકરો હોડી ડુબ્યાથી મરી જશે તો ફકત મનેજ નુકસાન થશે અને હું ગમે તે રીતે મારો ગુજારો કરી શકીશ; પણ આ બધા માણસોનાં સગાં-વહાલાંને નુકશાન થશે તેના કરતાં મને થોડું નુકસાન થાય તો કંઈજ ફિકર**

નહિ." આમ વિચાર કરીને તેણે છોકરાને કહ્યું:—"મારા
બેટા હું તું જા અને પરમેશ્વર તને સહીસલામત પાછો
મોકલશે." પછી તે છોકરો માને મળી હોડીમાં બેઠો, અને
હોડી ચલાવવા લાગ્યો. થોડીવારમાં ડુબતા વહાણ પાસે તે
હોડી ગઈ અને તેમાંનાં માણસો બચી ગયાં. આ વહાણમાં
પેલા છોકરાનો બાપ પણ હતો. ખારવાઓએ અને પેલા
છોકરાએ તેને ઓળખ્યો. ખારવાઓએ તેને પૂછ્યું કે "આટલા
દિવસ સુધી તમે ક્યાં હતા? તમારી હોડીનાં પાટીયાં
કિનારે આવ્યાં હતાં, અને છ મહિના થયાં તમારો પત્તો
ન હતો, તેથી અમારી તો ખાતરી થઈ હતી કે તમે મરી
ગયા હશો." તેના ઉત્તરમાં છોકરાના બાપે કહ્યું કે, "દરી-
યામાં મોટું તોફાન થયું હતું તેથી મારી હોડી ઉંધી વળી
ગઈ અને હું ડુબવા લાગ્યો; એટલામાં એક પાટીયું હાથ
આવ્યું તેનો આધાર પકડીને હું તરવા લાગ્યો. એ વેળાએ
દૂર એક વહાણ જતું હતું, તેમાંના માણસોએ મને જોયો
અને તેમણે મને લઈ લીધો. તે વહાણ આફ્રિકા પહોંચ્યું,
અને ત્યાંથી આ વહાણ નિકળ્યું તેમાં બેસીને હું તમારી
તરફ આવતો હતો, એટલામાં વળી તોફાન થયું, અને
તમે આ લાઈફ બોટ લઈને આવ્યા. ઈશ્વર જેને બચા-
વવા ધારે છે તેને હરેક પ્રકારે બચાવે છે!" પછી
તે પોતાના છોકરાની જોડે ઘેર ગયો. છોકરાએ માને કહ્યું:—
"જો મા, તેં મને હોડીમાં જવાની રજા આપી હતી તેથી
મારા બાપ જડ્યા." એમ કહીને પોતાના બાપને દેખાડ્યા.
સ્ત્રી પોતાના સ્વામીને જોઈને બહુજ આશ્ચર્ય પામી, અને
ઈશ્વરનો ઉપકાર માનવા લાગી. જુઓ, એ છોકરો

બીજા માણસોના જીવ બચાવવા માટે ગયો હતો, તેનું કેવું ઉત્તમ ફળ મળ્યું? **સારૂં કરનારનું ઇશ્વર સારૂં કરે છે.**

## (૭૮) પોતાનું વચન પાળી બીજાને સુધારનાર છોકરો.

એક ખલાસીનો છોકરો એક વહાણ ઉપર નોકરી કરતો હતો, તે વહાણના બધા ખલાસીઓ દારૂ પીતા; પણ તે છોકરો દારૂ પીતો નહોતો. એક દિવસ કપ્તાન તેના ઉપર ખુશ થયો અને તેને એક સારી જાતનો દારૂ પીવા આપ્યો; પણ છોકરાએ તે લેવા ચોખ્ખી ના કહી. કપ્તાને કહ્યું: "કેમ લેતો નથી? તું મારો હુકમ કેમ માનતો નથી? માને છે કે નહિ? નહિ માને તો બંધીખાનામાં મોકલીશ." છોકરાએ કહ્યું કે:–"આપનો હુકમ તોડવા હું ચહાતો નથી, પણ દારૂને માટે મારે તેમ કરવું પડે છે. **જો તમે મને કેદખાનામાં મોકલશો તો હું ત્યાં જઇશ, પણ દારૂનો ગ્લાસ નહિ લઉં.**" આમ કહીને તે કપ્તાનની પાસે ઉભો રહ્યો. પછી કપ્તાને આંખના ડોળા કાઢીને કહ્યું:–"જો તું આ દારૂનો ગ્લાસ નહિ લે તો હમણાંને હમણાં તને બેડી નંખાવીશ અને કિનારા ઉપર માજીસ્ટ્રેટની આગળ ફરિયાદ કરીશ કે આ છોકરો મારો હુકમ માનતો નથી." કપ્તાનના આવા શબ્દ સાંભળીને પેલો છોકરો રોતો રોતો કહેવા લાગ્યો કે, "હું ત-**મારો હુકમ તોડું છું તેનું કારણ એ છે કે મેં મારી માને દારૂ નહિ પીવાનું વચન આપ્યું છે. મારો બાપ દારૂ પીવાની ટેવથી મરી ગયેલો હોવાથી મારી માએ મારી પાસે પણ લેવડાવ્યું છે, માટે**

**જો નોકરી ઉપરથી કાઢી મૂકો તો હું જવાને રાજી છું, પણ મારી માને આપેલું વચન તોડનાર નથી."** છોકરાનો આવો જવાબ સાંભળીને કપ્તાન આશ્ચર્ય પામ્યો અને બોલ્યો:—"છોકરા! તું ખરો છે. હું તારા ઉપર ઘણોજ ખુશ થયો છું; કારણ કે તું તારી માને આપેલું વચન તોડવા ચાહતો નથી. તારા જેવા બધા થાય એવું હું ચાહું છું. **દારૂ એ ઝેર છે તે બધા જાણે છે, પણ આદત છોડાતી નથી. તેં મને ઉપદેશ આપ્યો માટે હવે હું પણ આજથી દારૂ પીવો છોડું છું."** એમ કહીને પોતાની પાસે જેટલી દારૂની બાટલીઓ હતી તે બધી દરિયામાં ફેંકી દીધી. **જુઓ, તે છોકરાએ હિંમતથી પોતાનું વચન પાળ્યું તો આખરે તેનો જય થયો; એટલુંજ નહિ પણ કપ્તાને પણ દારૂનું વ્યસન છોડયું. તમે પણ હિંમતની સાથે કંઈ સારૂં કામ કરશો તો તેનું સારૂં ફળ થશે ને થશેજ.**

---

## (૭૯) અનેક વહાણોને બચાવનાર બહાદુર છોકરી.

દરિયામાં ખડક હોય છે. તેમાંના કેટલાક ખડક ઘણાજ ઉંડા હોય છે અને કેટલાક ઉપર હોય છે. કેટલીક જગ્યા ઉપર પહાડ પણ હોય છે: જે પહાડ ઘણો ઊંચો અને લાંબો તથા પહોળો હોય છે તેને બેટ કહે છે અને ત્યાં માણસો વસે છે. કેટલાક પહાડપર માટી નહિ હોવાથી ત્યાં માણસો વસતાં નથી. દરિયામાં કોઈ કોઈ જગ્યાએ ફક્ત થોડા ઉંડા પહાડ હોય છે તેમને ખરાબા કહે છે. કિનારાની પાસે ઘણી જગ્યાએ એવા ખરાબા હોય

છે. વહાણ અથવા આગબોટ એવા ખરાબાપર ચડી જાય અથવા અથડાયે તો ભાંગી જાય છે અને ઘણી વખતે ડુબી જાય છે. એવી આપત્તિથી વહાણને બચાવવા માટે દરિયાના ખરાબા ઉપર દીવાદાંડી બનાવે છે, તેનો ઉપર રાત્રે દીવો સળગાવે છે. તેથી વહાણનાં લોકો રાત્રીના વખતે જાણે છે કે અહીં ખરાબા છે; અને તેથી તેઓ બીજે રસ્તે પોતાનું વહાણ હંકારે છે. વળી કિનારા પાસે દીવાદાંડી કરે છે તેથી જાણે છે કે અહીં કાંઠો છે. આવી દીવાદાંડીઓ મુંબાઈમાં સુરતની પાસે, વેરાવળમાં, માંડવીમાં અને બીજે પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

આવી એક દીવાદાંડી યૂરોપના એક ખરાબા ઉપર હતી. ત્યાં દીવો સળગાવવા તથા ફાનસ સાફ રાખવા માટે એક ખારવો, તેની સ્ત્રી અને એક નાની છોકરી રહેતાં હતાં. દરરોજ એ ખારવો ફાનસમાં દીવો સળગાવતો હતો. બાપે છોકરીને કોઈ વખત એ કહ્યું હતું કે "આ દીવાથી ઘણાં માણસો બચ્યાં છે. અહીં ઘણા ખરાબા છે તેથી વહાણવાળા આઘેથી આપણા ફાનસનો દીવો જોઈને બીજી તરફ વહાણ હાંકે છે."

એક દિવસે ખારવો અને તેની બાયડી, કિનારાપર એક ગામ હતું ત્યાં હોડીમાં બેસીને કંઈ લેવા ગયાં હતાં. છોકરી એકલી દીવાદાંડીમાં રહી હતી. માબાપે તેને કહ્યું હતું કે અમે થોડીવારમાં આવીયે છિયે, તું બેસજે. એ પછી દરિયામાં તોફાન થયું અને તોફાનમાં હોડી ચલાવે તો તે ડુબી જાય તેથી માબાપ પાછાં ફર્યાં નહિ. રાત્રિ પડી એટલે છોકરીએ વિચાર કર્યો કે:—"આજે ઘણાં વહાણ ક્યાંના ક્યાં હશે, જો દીવાદાંડી ઉપર દીવો નહિ થાય તો તે

વહાણો ભાંગશે અને ઘણાં માણસો મરણ પામશે. હું એ-
કીલી છુ તો જરૂર તેમને દુઃખમાંથી છોડાવીશ."
એમ કહીને તે દીવાદાંડી ઉપર ગઈ તો ત્યાં તેમાં હાથ
પહોચ્યો નહિ તેથી ખુરશી લઈને તેના ઉપર ચઢી. તે
વખતે પવન ઘણાજ જોરથી ફુંકાતો હોવાથી તેણે ધીરે
રહીને ફાનસ સળગાવ્યું, એથી ઘણાં વહાણો ખરાબે
અથડાતા બચ્યાં. છોકરીનો બાપ ફિકરને ઉપર
વિચાર કરતો હતો કે આજે મેં મારી ફરજ બજાવી
નથી, મારે આજે મારા દોષથી ઘણાં વહાણો અથડાઈને
ભાંગી જશે અને ઘણાં માણસોનું મોત નિપજશે. આવું
કામ મેં મારી આખી ઉમ્મરમાં કોઈ વખતે કર્યું નથી,
હવે શું કરવું?" એ પ્રમાણે મનમાં વિચાર અને અફસોસ
કરતો હતો એવામાં એકાએક દીવાદાંડી પર દીવો જોઈને
આશ્ચર્ય પામ્યો અને ઈશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો. છોક-
રીએ આખી રાત્રિ દીવામાં તેલ નાંખ્યા કર્યું. બીજે દિવસે
તેનાં માબાપ આવ્યાં. અને તેના સારાં કામને માટે ઘણાંજ
ખુશી થયાં. તે દિવસે ઘણા વહાણો ભાંગતાં બચ્યાં હતાં.
જુઓ, છોકરીમાં કંઈ શક્તિ નહોતી છતાં તેણે પોતાથી
બન્યું તેટલું કરીને પણ દીવો સળગાવ્યો અને માણસોને
મરતા બચાવ્યા. આવા નાના કામથી પણ કેટલું ભલું
કરી શકાય છે! તમારાથી બને તેટલું થોડું પણ
કરશો તો તેનું ફળ બીજાને થોડુંજ મળશે. તમે
અશક્ત છો એવું ધારતા નહિ; ઈચ્છા હોય તો કોઈ
પણ રીતે પરોપકાર કરી શકાય છેજ.

## (૮૦) વહાણમાંના માણસોને બચાવનાર છોકરી.

એક દીવાદાંડીમાં એક વૃદ્ધ માણસ પોતાની સ્ત્રી અને એક જુવાન છોકરી સાથે રહેતો હતો. એક વેળાએ દરિયામાં મોટું તોફાન થયું. તે વખતે છોકરી દીવાદાંડી ઉપર ચઢીને દરિયાની મોજ જોતી હતી. તેણે દૂર એક વહાણ જોયું. તે વહાણ ડુબવાની અણી ઉપર દેખાતું હતું અને તેમાંનાં માણસો ગભરાયલાં જણાતાં હતાં.

વહાણમાંનાં માણસોને મરવાનો વખત પાસે આવેલો જોઇને તે છોકરી ઘણો બળાપો કરવા લાગી, અને તેઓને બચાવવાનો વિચાર કરવા લાગી. તે પોતાના બાપની પાસે ગઇ અને કહ્યું:–"પિતાજી! થોડે છેટે એક વહાણ ભાંગવાની તૈયારીમાં છે. જો તેમાંના માણસોને બચાવો તો ઘણુંજ સારૂં" બાપે કહ્યું:–"બેટા! આજે ઘણું તોફાન હોવાથી જો હું હોડી દરિયામાં મૂકું તો ડુબી જાઉં. વળી હું હવે વૃદ્ધ થયો છું તેથી પણ મારાથી જવાય એમ નથી. નહિ તો હું ખુશીથી જાત." છોકરીએ આવો જવાબ સાંભળીને કહ્યું:–"પિતાજી! હું તમને મદદ કરીશ. આપણે ચાલો તેઓને બચાવીએ. હું હલેસાં મારીશ. અને બીજું મહેનતનું કામ પણ કરીશ. ફક્ત તમે સુકાન જાળવજો એટલું થયું" આ સાંભળીને તેના બાપે કહ્યું:–"બેટા! અંધારૂં થવા આવ્યું છે, તેથી જઇશું તો ઉલટાં આપણે પણ ડુબી મરીશું." છોકરીએ કહ્યું:–"નહિ પિતાજી! મારી ખાતરી છે કે આપણે તેઓને બચાવીશું." છોકરીનાં આવાં વચન સાંભળીને ડોસા ખારવાને

દયા આવી. પછી તેણે દરિયામાં હોડી ઉતારી. તે છોકરી હલેસાં મારતી વહાણ આગળ પહોંચી જઈને વહાણમાંના બધાં માણસોને સહીસલામત દીવાદાંડીમાં લઇ આવી. પછી બીજે દિવસે તોફાન શાંત થયું ત્યારે તેઓને કિનારે પહોંચાડયાં. જુઓ, " છોકરીની આ કેવી પરોપકાર બુદ્ધિ ! "

## (૮૧) ખરૂં બોલનાર ડયુસન.

ડયુસન નામનો એક નાનો છોકરો હતો. તેને નિશાળના બધા છોકરા પ્રમાણિક ડયુસન કહીને બોલવતા હતા; કારણકે તે સાચું બોલતો હતો. એક દિવસે એ ડયુસન નિશાળના ચોગાનમાં એક નાની કોદાળી લઈને રમતો હતો, અને તે કોદાળી જ્યાં ત્યાં ફેંકતો હતો. ફેંકતાં ફેંકતાં એક બિલાડીના બચ્ચાને તે વાગવાથી તે બચ્ચું મરવા જેવું થઈ ગયું; તે જોઈને તે છોકરો ઘણો અફસોસ કરવા લાગ્યો અને રોવા લાગ્યો, કારણ કે તે બિલાડીનું બચ્ચું મહેતાજીને ઘણું વહાલું હતું, અને નિશાળમાં મહેતાજીની પાસે ને પાસે બેસી રહેતું હતું. જ્યારે મહેતાજી પાઠ લેતા હતા ત્યારે પણ તેને હાથવડે પંપાળતા હતા અને છોકરાઓ પણ ઘણી વખત તેને રમાડતા હતા. એ પ્રમાણે તે બિલાડીનું બચ્ચું બધાને વહાલું હતું. ડયુસનને રડતો જોઈને બીજા છોકરા તેની પાસે આવીને તેને સમજાવવા લાગ્યા અને તેના કેટલાક જોડીઆ તેના કાનમાં કહેવા લાગ્યા કે, " તું શા માટે બ્હીએ છે? તું કહેજે કે પેલા બાળકે એ મારી નાંખ્યું એટલે તને કંઇ પણ થશે નહિ."

